# ચેતન

અંક



(रसो वै सः ।)











જાન્યુઆરી ૧૯૨૩.



તન્ત્રીઓ:
જ્યોત્સ્ના શુક્લ.
રા. બટુ લાલભાઇ ઉમરવાડિયા. બી. એ.
રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય. બી. એ.
પ્રોફેસર ચંદ્રશંકર અ. બુચ એ. એ.

વ્યવસ્થાપકો:
સુતરિયા બ્રધર્સ,
? રેઝાર રોડ, કરાંચી.
વાર્ષિક લવાજમ હિન્દ માટે રૂ. ૩ (પોસ્ટેજ સહિત)
હિન્દ બહાર રૂ. ૪-૮

## —: અમારો આવતો અંક. :—

| | |
|---|---|
| સુર મોરલી. (કાવ્ય) | શ્રી. લલિત |
| કબરપરનાં ફુલ. | રા. કિશોરીલાલ શર્મા. |
| કાવ્ય લેખન. | રા. વિનોદકાન્ત. |
| નાથુકાકાની નોંધ પોથી. | "કાકાનો ભત્રીજો." |
| રહેનેઃ (કાવ્ય) | રા. 'અજ્ઞાત.' |
| અર્વાચીન મરાઠી ગદ્ય. | રા. મનુભાઇ કલ્યાણજી દેશાઇ |
| સ્નેહનું મૂલ્ય (વાર્તા) | રા. ગિરીશ |
| વિરહી રાધા. (કાવ્ય) | રા. મનુ ત્રિવેદી. |

ઉપરાંત સાભાર સ્વીકાર, ગદ્ય કાવ્યો અને પ્રો. બુચનું એક આકર્ષક નાટક આ અંકમાં આપવાની ઉમેદ રાખીએ છીએ.

અભિપ્રાય અને બદલા માટે —

## લેખોનો અનુક્રમ.

આપણું માસિક બહાર પડ્યું હોત તો માફ ભાઆપ

પત્ર (સ્વ્યવસ્થાપકને સરઝ



સ્વ. બુચ ✝ "પ્રેમદાસ" = શ્રીમાળી પ્રેમશંકર હરિશંકર બુચ -

θ ગ્રાહક = મનુભાઈ ક. દેસાઈ (બાબુભાઈ બાદશાહ)

— ઠિ. કં. વૈ.

# ગ્રાહક સજ્જનોને નિવેદન.

મહાશય,

આ અંકથી 'ચેતન' તેના ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે એ પ્રસંગને લઇ અમે આ અંકને જાન્યુઆરી અંક ગણી એ પ્રમાણે વર્ષની શરૂઆત કરીએ છીએ. અમે માનીએ છીએ કે વાચક સજ્જનોને તે અનુકૂળ થશે.

જે ગ્રાહકોનું વર્ષ, વર્ષ અધવચથી એટલે ૧૯૨૨ના માર્ચ, એપ્રીલ કે જાન્યુઆરીથી ચાલુ થયું છે તે સર્વને આ નવા વર્ષના ચાલુ ગ્રાહક ગણી તેમનું વર્ષ પુરૂં થતા સુધી બાકી રહેલા અંકો પહોંચાડવામાં આવશે.

'ચેતન' સંબંધી જે ઉંચા અભિપ્રાયો, જાહેર અને ખાનગી રીતે દર્શાવવામાં આવ્યા છે, તેનું હકદાર થવામાં 'ચેતન' કોઇપણ રીતે પાછું નહીં પડે એવી અમારા વાચકોને અમે ખાતરી આપીએ છીએ; અને તેમને વિનંતિ કરીએ છીએ કે, ન ટાળી શકાય એવી મુશ્કેલીઓને લીધે, સહી શકાય એથી ઘણી વધારે રાહ 'ચેતને' ગયા વર્ષમાં તેમને જોવડાવી છે એ માટે ક્ષમા આપે. અને વિશેષમાં; માસિક પ્રત્યેનો પ્રેમ અને ઉત્સાહ ચાલુ રાખી એ ચેતનભક્ત વાચકો અમારા કાર્યમાં અમને પૂરતી મદદ કરશે. એવી આશા પણ રાખીએ છીએ.

વ્યવસ્થા સંબંધી સર્વ પત્ર વ્યવહાર નીચેને શિરનામે અને લેખો સંબંધીનો સર્વ પત્ર વ્યવહાર તંત્રી, 'ચેતન,' ગોપીપુરા, સુરત એ શિરનામે કરવા વિનંતી છે.

લી. સે

સુતરિયા બ્રધર્સ.

વ્યવસ્થાપકો "ચેતન"

ટર્નરરોડ, બાંદરા–મુંબાઇ

પુસ્તક ૩ જું

અંક ૧ લો.

# ચેતન





## જગજ્જનનીને !

ત્હારી વત્સલતાએ, ત્હારી મૃદુતાએ, ત્હારી દયાલુતાએ, અનાદિકાળથી જગતને ઋણી કર્યું, ત્યારે તે ઋણ યત્કિંચિત્ ફેડવા જગત ત્હારે પેટે બુદ્ધ રૂપે અવતર્યું. માનવ માત્રની કુપુત્રતા માટે; નિષ્ઠુરતા માટે, ત્હારી ક્ષમા પામવા તેણે જીવનભર અશ્રુ ઢોળ્યાં; છતાં જગત તો ત્હારૂં કરજદારજ રહ્યું.

ત્હારા આત્મ ત્યાગે, ત્હારી તપસ્વિતાએ, ત્હારા સર્વત્યાગી પ્રેમે વિશ્વનું જીવન રચ્યું; તેના અલ્પ બદલારૂપે વિશ્વ ત્હારે પેટે ઈસુરૂપે અવતર્યું. શૂળે વીંધાતા છતાં વિશ્વપ્રેમ ઝંખતા ખ્રિસ્તે માનવમાત્રના આત્મદ્રોહ માટે પ્રાયશ્ચિત કર્યું; છતાં વિશ્વ તો ત્હારૂં ઋણીજ રહ્યું.

ત્હારા રસપોષણથી, ત્હારી મોદમય ચારુતાથી અંજાઇ જતાં વિશ્વે કૃષ્ણ રૂપ ધાર્યું અને ત્હારા રસભંડારનું સોળ સહસ્ત્ર મુખે પાન કર્યું છતાં ત્હારા રસસમુદ્રમાંથી તો બિન્દુજ તેણે પીધું, અને માનવસંઘ ત્હારા રસ સાગરની આ પારજ રહ્યો.

પણ જ્યારે જગતે એક વારે યત્ન કરી પરમ તપશ્ચર્યાને પરિણામે ત્હારા જેવાજ દયાળુ, ત્હારા જેવાજ આત્મત્યાગી અને ત્હારા જેવાજ રસસ્વરૂપ એવા પૂર્ણરૂપ રામ સરજ્યા ત્યારે ઘડીભર જગને ધાર્યું કે ત્હારૂં ઋણ અદા થયું; પણ ના જગતના અનાદિ ઇતિહાસે એકજ રામ જડ્યા ત્યારે તેં તો યુગે યુગે ઘેર ઘેર સીતાવતાર ધર્યા અને જગતને તો ઋણીજ રાખ્યું.

જગજ્જનની ! હવે તો ઋણ ફેડવાને કેવળ વન્દનજ રહ્યાં.

પ્રેમદાસ.

# કલાપી અને ત્હેની કવિતા.*

લેખકઃ—રા. મનુભાઇ કલ્યાણજી દેશાઇ.

મરણને મોજ ગણનાર, ફકીરીને અમીરી સમજનાર, ખુમારીમાંજ મસ્તી મ્હાણનાર, સનમને ઢુંઢવાંનેજ જન્મ લેનાર, પ્રેમમન્દિરના પરમ પૂજારી, ગુજરાતના આ સમયના મજનુન મસ્ત ને સ્નેહી કવિ કલાપીને કોણ નથી ઓળખતું? નન્દનવનના પ્રાસાદશિખરેથી એણે એની મધુરી કેકા ગુજરાતને આંગણ રેલાવીને સારીયે ગુજરાતી આલમને કેકારવરૂપી સ્નેહગીતા સમર્પી છે. કવિ ન્હાનાલાલ કહે છે તેમ "ગુર્જર સાહિત્યની રસવાટિકામાં એમનીયે એક રસદેરી છે અને એ દેરીમાંના એ રસદેવ છે; અને એ દેવ ને એ દેવની દેરી, ઉભય પોતાનાં તેજોબળ ને પ્રતાપપ્રતિભાથી ગુર્જર સાહિત્યમાં ચિરંજીવ રહેશે."

—એ કલાપીજીવન અને સાહિત્યસેવાના અનેક પ્રશ્નો છે. કલાપીનું આન્તર્જીવન શું વિશુદ્ધ હતું? એનાં કાવ્યો, પત્રો ને જીવન શું અનીતિ નથી શિખવતાં? કલાપીને સ્નેહી કહેવા કે કવિ? કલાપી મિત્ર તરીકે કેવા? પતિ તરીકે કેમ? રાજા તરીકે 'ઢ' હતા એ વાત સાચી? કલાપીનું ગદ્ય લેખક તરીકે ગુજરાતી સાહિત્યમાં કયાં સ્થાન છે? એની કવિતા અને ફિલસુફીની કિંમત કેટલી? આટલા બધા પ્રશ્નો છે. છતાં એક ટૂંકા લેખમાં એ સૌની ઉકેલ આણી શકાય નહિ અને આણવા જઇએ તો એકેમાં ફતેહ ન મળે તેથી અહીં હું એની કવિતા વિષેજ મ્હારા વિચારો સંક્ષિપ્તમાં જણાવી સંતોષ માનીશ.

વિષય શરૂ કરીએ તે પહેલાં એમના જીવનની ટુંકી રૂપરેખા જોઇ જઇશું. કલાપી ૧૮૭૪ના ફેબ્રુઆરીની ૨૬મી તારીખે જન્મ્યા હતા. આઠ વર્ષની ઉમરે રાજકોટની રાજકુમાર કોલેજમાં એઓ દાખલ થયા; પંદર વર્ષે એમનાં લગ્ન થયાં; સત્તર વર્ષે કોલેજ છોડી ને છ મહિનામાં હિન્દુસ્તાનની મુસાફરી કરી—કાશ્મીરનો સ્વર્ગસુન્દર દેશ જોયો; અને ત્યારપછી આઠ નવ વર્ષનું, અનેક માનસિક ધડમથલોથી ભરપૂર જીવન જીવી સને ૧૯૦૦ના જુનની ૧૦મી તારીખે એઓ સ્વર્ગવાસી થયા. આવું—પ્રભાતની શુકતારલી સમું ટૂંકું—આંખ ઉઘાડીને મીચીએ એટલું અલ્પ, એમનું જીવન હતું.

ઉપર કહ્યું તેમ પંદર વર્ષની વયે એમનાં લગ્ન થયાં હતાં. લગ્ને એમને બે સ્ત્રીઓ (વહુઓ નહિ) આપી હતી. એકનું નામ રમા અને બીજીનું નામ શોભના તે રમાની દાસી. આ શોભનાની સાથેજ એમણે પછીથી લગ્ન કર્યું હતું. આ ત્રણ હૃદયોની વાર્તા તે કલાપીની કથા. એ હૃદયત્રિપુટીના સંયોગ ને વિકાસ તે કલાપીની કવિતાના જન્મ ને વિસ્તાર. પણ આજે આપણને કલાપીની જીવન કથાના ચર્ચાભર્યા ને આકર્ષક પ્રશ્ન સાથે સંબંધ નથી. કલાપીની કવિતા વિશેજ આપણને વિચારવાનું છે.

કવિતા લખવાની શરૂઆત કલાપીએ ૧૮૯૨ના ઓકટોબરની ૧૫મી તારીખે, કેકારવમાં પ્રથમ દેખા દેતું 'ફકીરી હાલ' નામનું કાવ્ય લખીને કરી. તે કાવ્ય એજ વર્ષના નવેમ્બરના

* કવિ શ્રી ન્હાનાલાલ દલપતરામના મંગળભાષણથી સુરત સાર્વજનીક કોલેજમાં હમણાંજ એક સાહિત્ય સમિતિ સ્થપાઇ છે ત્હેના આશ્રય હેઠળ તા. ૨૨-૯-૨૨ને દિને વાંચેલા એક નિબંધનો સાર.

સુદર્શનમાં છાપ્યું અને ત્યાર પછીનાં બીજાં કાવ્યો પણ સુદર્શન અને ચન્દ્ર નામના માસિકોમાં છપાવા માંડ્યાં. અહીંથી શરૂ થઇ એ કાવ્યલેખનની પ્રવૃત્તિ એમનાં મરણ સુધી પહોંચી. એમનાં મૃત્યુ પછી ત્રણ વર્ષે સને ૧૯૦૩ માં એમના મિત્ર ને સ્નેહી રા. મણિશંકર ભટ્ટે એ સઘળાં કાવ્યો ('બીડી અને બીડીનો પીનાર' સીવાય) કેકારવનાં નામથી સંગ્રહરૂપે બહાર પાડ્યાં અને હેની શરૂઆતમાં કવિનું આન્તર્જીવન ઉકેલતા પ્રકાશક પર જ લખાયલાં ચારપાંચ પત્રો પણ એમણે પ્રગટ કર્યા. તે દિવસથી આજ સુધીનાં વીસ વર્ષોમાં એ અપૂર્વ સંગ્રહ પોતાની સાદી સરળ છતાં અત્યંત મોહક કવિત્વશક્તિ વડે ગુર્જર વાંચકવર્ગનું ચિત્ત એક સરખી રીતે આકર્ષી રહ્યો છે અને આજ સુધીમાં તો એની પાંચ ૭ આવૃત્તિઓ પણ નીકળી ચૂકી છે.

. વિવેચનની સરળતા ખાતર આપણે એમની કવિતાઓને ત્રણ વિભાગમાં વ્હેંચી નાંખીશું— એમની ગઝલો, પદ્યાત્મક આખ્યાયિકાઓ ( Narrative poems ) અને બીજાં રહ્યાં તે. આત્મલક્ષી અને પરલક્ષી કાવ્યો.

ગુજરાતી વાંચકોને ગઝલોનો સ્વાદ પ્રથમ ચખાડનાર 'અરે તું જાય ક્યાં દોરી દગાબાજી કરી કિસ્મત'ના લેખક 'અભેદ માર્ગ પ્રવાસી બ્રહ્મનિષ્ઠ' મણીલાલ નભુભાઇ હતા. ત્યાર પછી એમનેજ માર્ગે સંચરી ફારસી સ્કૂલ સ્થાપી ગઝલોની મસ્તી ને મોજનો ખરો અનુભવ ગુજરાતને કરાવનાર 'દિલદારના દર્શન વિના બીજું મ્હને ગમતું નથી'ના લખનાર મસ્તકવિ બાળાશંકર ઉલ્લાસરામ કંથારિઆ, ગુજરાતી સાહિત્યના ત્રીજા પ્રસિદ્ધ ગઝલ લેખક આપણા કલાપી છે. કેકારવમાં પંચમા ભાગના (એટલે આસરે ૫૦) કાવ્યો ગઝલોમાં લખાયલાં છે. ગઝલમાં શાન્ત લાગણીઓ કરતાં Outbursts of heart—હૃદયના ઉભરા વધુ સારી રીતે કાઢી શકાય છે. કલાપી પોતે કહે છે તેમ શેલી ગઝલ સારી લખી શક્યો હત—વર્ડ્ઝવર્થ નહિ. એટલે પોતાના ઝપકારા જેવા જીવનના અનેક સુકોમળ પ્રસંગે અને લાગણીઓના અવ્યવસ્થિત ઉભરાઓ કાઢવા માટે આ પ્રકાર તેમને ઠીકજ અનુકૂળ થઇ પડ્યો. હમારા રાહ, હમારી પિછાન, કોણ પરવાર્યું, છેલ્લી જય, સાકીને દપટો, સનમની શોધ, આપની યાદી—એ એમની સુન્દર ગઝલોના ઉત્તમ નમુનાઓ છે. તેમાંથી લીટીઓ ઉતારતાં પાર કે પુરો ખ્યાલ આવી શકે નહિ. ટૂંકમાં એટલુંજ કહીશું કે એમની ગઝલોમાં રહેલો ઉંડો ભક્તિભાવ સુફીવાદની પિછાન વિના સમજવો મુશ્કેલ છે અને તે ઉકલાયો તો પછી વાંચકને ફારસી સ્કૂલમાંની, સનમ, સાકી, શરાબ ને પ્યાલીની મસ્તી ને મિઠાસ, કલાપીની કવિતામાં ઘણા મ્હોટા પ્રમાણમાં જણાઇ આવશે.

કલાપી એમના એક પત્રમાં લખે છેઃ "વર્ડ્ઝવર્થ એમ માનતો લાગે છે કે કોઇ માણસની અથવા કોઇ માણસની જીંદગીના એક બનાવની સાદી સીધી વાત કહી જવી એમાં કાવ્ય બની જાય છે" આમ પુરાણાદિ કથાઓમાંથી વસ્તુ લઇ તદ્દન નવીજ ઢબે કવિતામાં ન્હાની ન્હાની આખ્યાયિકાઓ રચવાના પ્રયત્નો રા. નરસિંહરાવ, કાન્ત વિગેરેએ શરૂઆતમાં કર્યા હતા. કલાપીએ પણ "એજ રીતિથી એટલે વર્ડ્ઝવર્થની શૈલીને અનુસરીને" એ જાતનાં કેટલાંક કાવ્યો લખ્યાં છે. આત્મમાતા, ભરત, બિલ્વમંગળ, સારસી, ત્રિણાનો મૃગ, કન્યા અને ક્રૌન્ચ, વૃદ્ધ ટેલીઓ, મહાત્મા ગળદાસ, પહાડી સાધુ, અસ્વસ્થ ગૃહિણી—એ સૌ આ પ્રતિનાં છે. 'હૃદય ત્રિપુટીને માળાનો વચલો ને મોટો મણકો ગણીશું તો હરકત નહિ. આ બધા વિશે છૂટા છૂટા

વિચાર કરવો અહીં અશક્ય છે. ટૂંકમાં એ બધીજ આખ્યાયિકાઓમાં માત્ર વાર્તાઓજ નથી કહેવાઇ પરંતુ દરેક કાવ્યરત્ન દ્વારા કવિએ ઉપદેશનો એક એક મહામન્ત્ર આપણા કાનમાં ફૂંક્યો છે. અને એમાં બીજું એક વિશેષ તત્ત્વ તો એ છે કે આ બધીજ કથાઓમાં કુદરતનું આહ્લાદક વાતાવરણ પથરાયું છે—એ બધાંજ ચિત્રોની પાછળ back ground કવિએ નિસર્ગની રાખી છે. કલાપીનાં બીજાં કાવ્યોની પેઠે અહીં પણ કરુણરસના ઘેરા રંગ વપરાયા છે, એઓ લખે છે તેમ "લાંબી કવિતાઓ લખવી તેમાં કેળવણી ઘણી હોવી જોઇએ. એકજ રસનો પ્રવાહ ટકાવી રાખવો એ ઘણું મહત્ત્વનું છે" છતાં એમને આ બધાં લાંબાં કાવ્યોમાં, એકસરખી તો નહિ પરંતુ ઓછીવત્તી (કારણ કે સારસી, વિણાનો મૃગ, પ્હાડી સાધુ. બિલ્વમંગળ વિગેરે કલાપીની કવિતા વિકાસનાં જુદજુદાં પગથીઆં છે) અને એકંદરે ઘણી ફતેહ મળી છે; જો કે શરૂઆતમાં એમને આ કાર્ય પોતાના સ્વભાવને પ્રતિકૂળ કે કાંતો બહુ કઠીન લાગ્યું હતું. "સારસી, શેલડી અને વૃદ્ધટેલીઓ એ ત્રણેમાં કાગડો હંસની ચાલ ચાલવા જાય અને જેવું બને તેવું બન્યું છે," આમ ઉપર ઉતારેલા પત્રમાં વર્ડ્ઝ્વર્થ સાથેની સરખામણીમાં પોતાને અશ્રદ્ધા પેદા થઇ હતી. છતાં જેમ જેમ એ દિશામાં વધુ વધુ પ્રયત્નો થતા ગયા તેમ તેમ એમની કૃતિઓ વધુને વધુ સંપૂર્ણ બનતી ગઇ.

હવે બાકી રહ્યાં તે કાવ્યો ઘણાં છે ને ઘણું ખરૂં આત્મલક્ષી છે. તેમાંનાં સારાં સારાં કાવ્યો લઇ તેમને તપાસવાનો પણ અવકાશ નથી. તેથી એમનાં કેટલાક ખાસ વિષયો પર એણે શું કહ્યું છે તે આપણે જોઇએ.

જીવન-મૃત્યુ, આશા-નિરાશા, સુખ-દુ:ખ, મનુષ્ય-કુદરત, દયા-કરૂણા, પિંડ-બ્રહ્માંડ એમ કલાપીકવિતાસંગીતના સપ્ત સૂરો છે, પણ એ સૌમાં પ્રધાન સૂર તો પ્રેમનો-ઇશ્કનોજ છે.

કવિ પ્રેમ વિનાનું જગત્ કલ્પીજ શકતો નથી ને તેથી પૂછે છે:

હર્ષ શું જીન્દગીમાં ને હર્ષ શું હોત મૃત્યુમાં
પ્રેમના રંગથી જો ના રંગાયું હોત વિશ્વ આ.

વળી પ્રેમનો પ્રભાવ સર્વત્ર છે, પ્રણયરસથી સર્વ હૃદયો આર્દ્ર થયેલાં છે. પ્રેમની મીઠી હુંફ જેવી બીજી કોઇ વસ્તુ નથી અને તેથીજ કલાપી 'ભરત' કાવ્યમાં જ્ઞાનીને પણ પ્રેમ કરવા કહે છે કારણ કે ખરો જ્ઞાની તો પ્રેમીજ છે. ને તેથીજ રવિ બાબુ પેઠે ભોગદ્વારા આપણા કવિને મુક્તિ નહીં પણ વિલાસદ્વારાજ છે. વ્હાલીપર એને મન ત્યાગ સન્યાસ પૂજા, પ્રભુ-સઘળું સમાઇ જાય છે એટલે પ્રિયા પ્રાપ્તિદ્વારાજ પ્રભુ પ્રાપ્તિ થઇ રહેશે એમ તે માને છે.

પ્રેમ વિનાનું જીવન અકારૂં છે એટલે પ્રેમ પુરો થતાંજ જીવન પણ પુરૂં થજો-મૃત્યુ આવજો. એમ કલાપી ઇચ્છે છે પ્રેમી આત્માઓના સાયુજ્ય વિશે કહે છે,

અહો સાચી પ્રીતિ, મધુર સ્વરના મેળ સરખી
અહોએ નિર્મેલાં, હૃદય યુગલોથી નીકળતી
અહીં જે કંપે તે, સ્વર જરૂર ત્યાં કંપ કરતા
વહે રોયું રોતાં, હસવું હસતાં એક સરખાં.

અમુક વ્યક્તિને અમુક વ્યક્તિ પરજ (પ્રથમ દૃષ્ટિએ કે પછી બીજી ત્રીજી દૃષ્ટિએ!) પ્રેમ ઉપજે છે તેનું કારણ શું? કલાપી કહે છે કે;

પ્રેમને કારણો સાથે સંબંધ કાંઇએ નથી,
કારણ પ્રીતિનું પ્રીતિ પ્રેમીને લક્ષ્મીએ બધી.

વળી,

તુજ કારણ લાખ મ્હને ન રૂચે
નહિ કારણ પ્રેમ કદી સમજે.

જો કંઇયે કારણ સાથે પ્રેમને સંબંધ હોય તો તે અંતર સાથેજ છે, કારણ કે પ્રેમ કરવો એ બુદ્ધિનું કામજ નથી. કાંઇક અવર્ણનીય આન્તર પ્રેરણાથીજ પ્રેમ જન્મે છે.

પ્રેમ અને ધર્મ, પ્રીતિ અને નીતિ એ એકજ હોવાં જોઇએ. જો કે બે પરસ્પર વિરોધી જણાય છે તો પણ

ફરજને પ્રીતિને તું દોરજે એક માર્ગમાં
ધર્મથી પ્રેમ જુદો ના, ફરજ એજ પ્રેમ છે.

ને આ બધું છતાંયે પ્રીતિનો પંથ કંઈ સહેલો નથી, ઘણાયે કાંટાઓથી તે ભરપુર છે. છતાં પણ સ્વર્ગના પરમ સુખ સૌન્દર્ય કરતાં પણ પ્રેમી હૃદયને મન પ્રેમનાં દુઃખોયે મીઠાં છે. તેથીજ પ્રેમની ખુમારી ને ખુવારીયે સહી લેવા જેવી છે. પ્રેમમગીયે પથરાવલા કાંટાઓ અને ત્યાંથી લાગતા ઉઝરડાઓ સહી લઇને પણ તે સુરભિયુક્ત ગુલાબને છાતી સરસું ચાંપવા જેવું છે. ને એ સહનશીલતા પણ સાચા પ્રેમીઓમાં તો હોય છેજ. વળી પ્રેમી આત્માઓને અધીનતા સહેવી પડે છે છતાં એ અધીનતા પણ તેમને મન મીઠી છે.

પણ છેવટે જેવો પ્રેમ કલાપી ઇચ્છે છે ને શોધી રહ્યા છે તેવો શુદ્ધ નિર્મળ ને નિસ્વાર્થી, આદર્શ પ્રેમ હેને જગતમાં જડતો નથી; કંઇક નિરાશા ઉપજે છે. 'આગિયા'ને નામનાં કાવ્યમાં આગિયાને ઉદ્દેશીને કવિ કહે છેઃ—

આ પ્રેમ સંસારી તણો તુજ તેજ જેવો છે નહી
એ અમૃતે શું ઝેરનાં બિન્દુ ભર્યાં વિધિએ નથી?

પ્રેમ ધુતિ કેયે પણ પૃથ્વી પર હશે તો તે પક્ષીઓના માળામાં, ચકા ચકીના સ્વરમાં હશે. અહીં માનવીઓમાં તો એનાં દર્શન થવાં મુશ્કેલ છે કારણ કે અહીંનો પ્રેમી તો 'પહાડ પઢાણો છે.'

પ્રેમ હમેશાં શુદ્ધ જ હોય છે, મોહરહિત જ હોય છે એમ પણ કલાપી નથી માનતાઃ—

ઓહો! મોહ જ મોહનું જગત્ આ તેમાં હશે પ્રેમ ક્યાં?
આંહી બીજ વવાય છે વિષયને સૌ સ્થાનમાં મોહનાં.

આમ કલાપીને પ્રેમભાવનાને અન્તે કંઇક નૈરાશ્ય જ છે.

હવે કલાપીની કુદરત તરફની વૃત્તિ આપણે અવલોકીએ.

આર્યાવર્ત એટલે કુદરતની લીલાના નિત્ય નૃત્યનો દેવ વ્હાલો દેશ, આર્યાવર્ત એટલે સૃષ્ટિ શોભાથી નિતરતું નન્દનવન ને આર્યાવર્ત એટલે બીજું તો બધું ઘણુંયે પણ અત્યારના આપણા ઉપયોગ માટે-પ્રકૃતિનાં મધુર સંગીતનો રસિક ને રમણીય દેશ. કવિ ન્હાનાલાલ કહે છે તેમ,

પ્રભુએ સરજી સૃષ્ટિ ને વેરી સ્થાન સ્થાનમાં
અનોખી વસ્તુનું એક, સખ્યું સંગ્રહ સ્થાન આ.

એ સંગ્રહસ્થાનમાં–એ આર્યાવર્તમાં જન્મ લેનાર કવિ માતા કુદરતને ખોળે ઉછર્યો ન હોય એ કેમ બને? ને કુદરતનો બાળક રહ્યો એટલે કુદરતનાં ગાન ન ગાયાં હોય એ પણ કેમ બને? ને એ બને તો પછી આર્યાવર્ત હેને કવિ તરીકે કેમ સ્વીકારે? એટલે કુદરતના રસીયા કવિ કલાપીને કુદરત પ્રત્યે અનહદ અનુરાગ તો હતો જ. તે હેના કાવ્યોમાં આપણે જોઇ શકીએ છીએ. આપણે આગળ જોઇ ગયા તેમ ૧૬–૧૭ વર્ષની વયે એમણે કાશ્મીરનો પ્રવાસ કર્યો હતો; ને ત્યાં એમના ત્રીજાં લગ્ન થયાં. પરન્તુ તે કોઇ રમા કે શોભના ન્હોતી; તે તો મહયેલી વનવસન્ત હતી–કાશ્મીરની સદાયૌવના નિસર્ગ હતી. જો કે કુદરતની અપૂર્વ શોભા અને લીલાના સંસ્કાર, બીજ રૂપે તો એમનામાં શરૂઆતથીજ હતા પણ કાશ્મીરના પ્રવાસે–સ્વર્ગનાં તે સુન્દર સ્વપ્નાએ એ બીજને પાણી સીંચી પોષ્યું અને પરિણામે આપણે કલાપીનો કુદરત પ્રત્યેનો અપૂર્વ પ્રેમ નિરખીએ છીએ. કાશ્મીર માટે એમને વ્હાલ ઉપજ્યું તે હેના નૈસર્ગિક સૌન્દર્યને લીધેજ ને તેથીજ 'પાન્થ પંખીડું' નામનાં એમનાં એક કાવ્યમાં એમણે લખ્યું:—

જો તે કાશ્મીર દેશના મધુરવા મીઠા જરા આવશે
વ્હાલા પાન્થ તહીં જરી વિરમજે એ દેશ વ્હાલો મ્હને.

ને તેથીજ કાશ્મીર છોડતાં એમને દુઃખ થયું હતું:—

"કુદરતી બગીચા, લીલી જમીન, કાળાં અને નવરંગી વાદળાં તે તો હવે ગયાં! હવે તે સ્વર્ગ છોડયું, હવે તે સુખ ખોયું, હવે તે આનન્દ ગયો, તે ખૂબી સ્વપ્નાંજ જોવાની! તે પક્ષીઓનાં મધુર ગાન તો હવે માત્ર નિદ્રામાંજ કાને પડશે! જેલમ નદીની તે ગર્જના હવે સ્વપ્નામાં સંભળાશે, સ્વપ્નામાંજ હવે તે ડાલલેક, તે તખ્તે સુલેમાન, તે વુલર લેક, તે નદીનાળાં, તે ફળફૂલ અને તે વનસ્પતી દર્શન દેશે!–રોવું તો પણ શું?!"

આ કુદરતની અસર ક્ષણજીવી તો ન્હોતીજ. આમ ઘડીઘડીએ તે વીતેલાં સ્વપ્નનાં સ્મરણો ઉભરી આવે છે ને પ્રભુની લીલા વિષે કવિ ગૂઢ ચિન્તનોમાં ઉતરી પડે છે ને લખે છે:

પ્રિયે દોરાઉં છું કુદરત મને જ્યાં લઇ જતી
અને શીખું પાઠો કુદરત મને જે શિખવતી
અરે એ માતા છે, ભગિની મુજકે શાન્ત સુખ છે
નવાં કાર્યો પ્રેરી મુજ હૃદયનો અગ્નિ છુપવે.

મનુષ્ય જ્યારે પ્રકૃતિની વિરૂદ્ધ વર્તન કરે છે અને તેમાં જ્યારે સભ્યતા માને છે ત્યારે એનાં દિલને દર્દ થાય છે. વળી Shakespeare ની માફક tongues in trees, books in brooks અને Sermons in everything કલાપી જોઇ શકે છે:—

ઘડી છોડી દેને, ધડમથલ ત્હારા જગતની
જરા જા આજે તો, નિરજન મહા જંગલમહીં
તરૂ પક્ષીમાંથી, જરૂર મળશે કાંઇ કીમીયા
જશે અન્ધાપો આ, તુજ હૃદયનો ત્યાં વિહરતાં

કલાપીને વર્ડ્ઝ્વર્થ વાંચવાનો ઘણોજ શોખ હતો ને તેથી તેની અસર એના પર ઘણી થઇ છે. એના વિચારોમાં અને વર્ડઝવર્થના વિચારોમાં ઘણી જગ્યાએ આપણને સામ્ય લાગે છે.

છતાં—એ બધું છતાંએ વર્ડ્ઝવર્થ મુખ્યતઃ કુદરતનો કવિ રહ્યો અને કલાપી પ્રિયાનો. કલાપીની કવિતામાં કુદરત ભક્તિ છે પણ તેથી યે પ્રખતર ભક્તિ એની સનમની છે. તેથી કુદરતની પ્રાપ્તિ પણ પ્રિયાપ્રાપ્તિ દ્વારાજ થઇ રહેશે એમ તે માને છે.

> પ્રિયાને પામતાં કુદરત બધી પામીશ નક્કી
> જહીં ઇષ્ટ પ્રાપ્તિ; તહીં સુખ, તહીં મ્હેર હરીની.

કલાપી કુદરત પ્રેમી રહ્યો એટલે સર્વ પ્રાણીઓ પ્રત્યે દયાભાવ એના હૃદયમાં વિકાસ પામ્યો. એની નિસર્ગપ્રીતિએ એને ભૂતદયા શિખવી ને એનો આત્મા દયાભીનો બન્યો. દર્દ સાંભળતાં એનું દીલ દ્રવી ઉઠે છે ને દર્દ કહેતાં પણ એમજ બને છે. પશુપક્ષીઓ પ્રત્યે પણ એજ દયાભાવ છે. 'શિકારી' નામનાં ન્હાનાં છતાં સર્વોત્તમ, અપૂર્વ ને અદ્વિતીય કાવ્યરત્નમાં કવિ હેમનો યોગ્યજ બચાવ કરે છે. એનું હૃદય "મિચારૂં મીણનું હૈયું છે" એટલે જરા સરખાયે દુઃખ રૂપી તાપના સંસર્ગમાં આવતાં તે પીગળવા માંડે છે.

આપણે કલાપીની ગઝલો જોઇ, હેની પદ્યાત્મક આખ્યાયિકાઓ વિષે વિચાર કર્યો અને એના બે મુખ્ય વિષયો—પ્રેમ અને કુદરત વિષે એના વિચારો તપાસ્યા, એના બાકીના કેટલાક વિષયો ( મનુષ્ય, જીવન, મૃત્યુ, પિંડ-બ્રહ્માંડ ) વિષે લખવું સ્થળ સંકોચને લીધે અશક્ય છે. વળી કલાપીએ તા. ૧૮-૯-૯૮ ને દિવસે "ગોહેલ હમીરજી' નામનું લાંબુ કાવ્ય બનાવવાનો વિચાર કરેલો અને ત્યાર પછી લખવા પણ માંડેલું પણ ત્રણ ચાર સર્ગો લખાયા પછી એમનું મૃત્યુ થયું અને આપણા કમનસીબે તે કાવ્ય આજ સુધી અધુરૂં જ રહ્યું છે. એ કાવ્ય વિશે પણ અહીં કંઇ લખવું બની શક્યું નથી. અવે આપણે એની કવિતાની એકંદરે કિંમત કેટલી છે તેની કંઇક તુલના કરીએ.

કેટલાંક કાવ્યો એવાં હોય છે કે આપણને એકે વાર વાંચવાં ન ગમે—અધવચથીજ હેમને પડતાં મુકવાં પડે ( જો કે એથી કદાચ ઉત્સાહી કવિને અન્યાય થવાનો સંભવ રહે ખરો ) ને કેટલાંક કાવ્યો એવાં પણ હોય છે કે જે પ્હેલીવાર હોંસથી વંચાય પણ ત્યાર પછી હેમાંથી નવીનતા આપણને ઉડી ગયેલી ભાસે. પણ એવાં તો કોઇકજ વિશ્વકીર્તિત કાવ્યસુમનો હોય છે કે જેને વાંચીવાંચીને મોઢે કરી નાંખીએ તોયે 'प्रति पर्व रसोदयः' સમાન તે આપણને નિત્ય નવીન ને રમણીય લાગે. આ છેલ્લા પ્રકારનાં કાવ્યોમાં આપણે નિર્ભય પણે કલાપીનાં કાવ્યોની ગણના કરી શકીએ.

કલાપી વિશેની એક સભામાં મ્હારા મિત્ર રા. મનુભાઇ ત્રિવેદીએ એક વેળા કહ્યું હતું કે મ્હને કલાપી બહુ ગમે છે. મેં બીજા ઘણાને પણ એમજ કહેતાં સાંભળ્યા છે કે અમને કલાપી બહુ ગમે છે. કલાપીની કવિતા જેટલી લોકપ્રિય છે તેટલીજ વિદ્વદ્ભોગ્ય પણ છે. ત્યારે આ લોકપ્રિયતાના, આ વિદ્વદ્ભોગ્યનાં કારણો ક્યાં ?

A poet is born not made—એ અંગ્રેજી વાક્યનું ગુજરાતીમાં ઘણું ભાષાંતર આ પ્રમાણે થાય છે 'કવિ જન્મે છે; હેને બનાવી શકાતો નથી!' સાયન્સ અને મશીનરીના આ યુગમાં સર્વ કાંઇ બનાવી શકાય છે. કૃત્રિમ માણસ બનાવી હેમાં જીવ મુકવાની કોઇ સાયન્ટીસ્ટ વાતો કરે તોપણ આપણે હેને હસી કાઢી શકીએ એવી સ્થિતિમાં નથી. તો પછી કવિતા જેવી વસ્તુતઃ દુર્લભ પણ અત્યારે 'ઘણુંખરૂં સુલભ મનાતી 'વસ્તુ' માણસ કૃત્રિમપણે' બનાવી શકે,

ઉપજાવી શકે એમાં શી નવાઇ? છતાં નૈસર્ગિક કવિતા તે નૈસર્ગિક અને કૃત્રિમ તે કૃત્રિમજ. કલાપીની કૃવિતાનો પહેલો અને સવિશેષ ગુણ તે તેમાં કૃત્રિમતાનો અભાવ. દરેક કાવ્યો હૃદયમાંથી સોંસરાંજ ચાલ્યાં આવે છે, કલાપી એક પત્રમાં કહે છે " કવિતા કરવાનું મને સાંભરે અને જે રસનું કાવ્ય હોય તે રસમયજ મ્હારૂં હૃદય હોય તો ૨૪ લીટી પાંચ મીનીટનું કામ. અને તેવા વેગ વિના હું કવિતા કરતોજ નથી." એમની કવિતા વાંચતી વખતે આપણને પણ લાગે છે કે ખરે આ અક્ષરશઃ સાચુંજ છે છતાં શીઘ્ર કવિઓની કૃત્રિમતા તો એમનામાં નથીજ. શીઘ્ર કવિઓને તો એ કવિજ કહેતા નથી.

કેકારવમાં જે બીજી વિશેષતા છે તે ત્હેની Unconventioncly અરૂઢીબદ્ધતા. પ્રેમરસમાં તરબોળ થયેલા એ માનવ કવિને જગતમાં કોઇની પરવા નથી. સામાજીક બન્ધનોથી કે સમાજનાં conventions થી એ એનાં ઉરનાં ઉંડાઉંડાણમાંનાં ઉચ્ચ ભાવો જરા સરખાયે દૃબાવા દેતા નથી. બીજા કવિઓમાં બને છે તેમ અહીં બુદ્ધિ, લાગણી અને અન્તરોર્મિ પર સ્વાર થઇને નથી બેસતી. જે પોતાના હૃદયને લાગ્યું છે તેજ એણે ગાયું છે. જગત શું કહેશે? સમાજ શું વિચારશે? લોકો શું ધારશે? મીત્રો શી શંકા કરશે? સાક્ષરોને એ કેમ લાગશે? સાહિત્યના પોલિસો (એટલે ટીકાકારો. એમને સ્વ૦ રણજીતરામભાઇએ સાહિત્યના પોલિસો કહ્યા છે) તે શો અભિપ્રાય આપશે? એમાંથી કોઇપણ વાતની એને દરકાર નથી; એટલે એની કવિતામાં સ્વતંત્રતાનો જુસ્સો છે. બ્હારના કોઇપણ કારણથી અંતરના પવિત્ર કાવ્યધ્વનિને એને રોકી, રૂંધી કે ગુંગળાવી નાંખવો નથી પડયો. અવિરત ને અવિચ્છિન્ન કાવ્યધારા નિરંતર એના હૃદયફુવારામાંથી ફુટયા કરે છે ત્હેનું કારણ પણ એજ.

એનો ત્રીજો ગુણ તે એના હૃદયના ઉભરા. કલાપીની કવિતામાં ભારોભાર લાગણીઓનું પુર ભર્યું છે. આજે એક તો કાલે બીજી, અત્યારે આ તો ઘડી પછી પેલી, એમ ' ઉર્મિ ઉપડતાં ને પડતાં ' કલાપી કવિતાનો વ્હેળો ઉછાળા મારતોજ વહ્યો જાય છે, જીવનની પ્રત્યેક લહરીએ ડોલાયમાન થતાં, જીવનને કાંઠે ઉભા રહી, ઘડી હસતાં તો ઘડીક રડતાં કલાપીએ પોતાનાં કાવ્યો લખ્યાં છે. લગભગ બધાંજ કાવ્યો પોતાના સ્વાનુભવનાં છે. હૃદયનો ભાવ એ બધામાંજ એણે રડયો છે. એની થોડીકજ લીટીઓ વાંચતા વાંચકને કવિ પ્રત્યે સમભાવ sympathy ઉત્પન્ન થાય છે. કારણકે પોતાની કવિતામાં એણે પોતાનાં હાર્દિક દુઃખ ને દર્દો રડયાં છે. Sheley કહે છે.

Our sweetest songs are those
That sell us of suddest thoughts.

આ કાવ્યો પણ આપણને હૃદયનાં રૂધીરથી ટપકતાં લાગે છે. દિલના રંગથી ચિત્ર ચિતરનાર ચિત્રકારની પેઠે એનાં કાવ્યો એણે હૈયું નિચોવી મહીં કલ્પનાની કલમ બોળી રૂધીર રાતા અક્ષરોએ લખ્યાં છે. આખીયે એમની કેકારવની કાવ્યમાળામાં પહેલેથી છેલ્લે સુધી આજ દુઃખ, દર્દભરી, સીધી ને સચોટ વાણીમાં ગવાયું છે અને એનો વાંચક પણ જો સમાનભાવી નીકળ્યો તો તો પછી—

બને છે દર્દ કંઇ ઓછું દર્દીને દર્દી લાધતાં
ભાગી કે દર્દમાં થાતાં પોતાનું દર્દ જાય છે.

કલાપી લખે છે 'મ્હારૂં હૃદયજ કરૂણાનું બન્યું છે' ને એ ખરૂંજ છે કે એમની કવિતામાં કરૂણા વિશેષ પ્રમાણમાં છે. બીજે એક ઠેકાણે એ લખે છેઃ

"પ્રેમીના દુઃખની પરાકાષ્ટા છે. અરેરે! જેના મગજમાં કાંઇ પણ કાવ્યશકિત હશે તે બધાંજ દુઃખી હશે? રડતો શેલી, રડતો કિટ્સ, રડતો ડેંરી, રડતો મૂર બધાજ રડતા-! બિચારાંનાં કલ્પનાનાં પ્રેમી તેઓને સ્વર્ગમાં પણ નહિ લાધે? હું તો એમ માનું છું કે 'પ્રેમ' એટલે 'રડવું' જ છે. પ્રેમી મળતાં નથી અને મળે છે તો તુરત એક પાંખ તૂટી જાય છે. કવિઓનાં પ્રેમી તરફથી, દુનિયાનાં પ્રેમી–સાચાં પ્રેમી–તરફ દૃષ્ટિ કરો તો ત્યાં પણ તેજ–બિચારો ત્રિપાઠી–બિચારો હાંભરાજ!" અને આપણે ઉમેરીશું 'બિચારો કલાપી'!!

એનો ચોથો એક ગુણ તે એનાં કુદરતનાં વર્ણનો. એની કવિતામાં વહેતા બીજા રસોથી જ્યારે જ્યારે વાંચકની આંખ થાકવા આવે છે ત્યારે ત્યારે આવાં નિસર્ગ ચિત્રો વચમાં વચમાં અહીં તહીં આવી ત્હેનો થાક ઉતારી લે છે ને વાંચક પાછો તાજો થઇ આગળ વધ્યો જાય છે.

એનો પાંચમો ગુણ એ છે કે એને પ્રેરણા પુસ્તકોમાંથી નથી શોધવી પડી પણ જીવનના અનુભવોમાંથી મળી છે. તેથી વાંચકોને લાગે છે કે પોતે જે કવિતા વાંચે છે તે પુસ્તકપટુ પંડિતોની નથી પણ જીવન જીવનાર મનુષ્યની, પોતામાંનાજ એકની છે.

એનો છઠ્ઠો ગુણ તે એની ભાષાની સાદાઇ. હું ધારૂં છું કે કલાપીની ભાષા અઘરી છે, ન સમજાય એવી છે, કિલષ્ટ છે એમ તો કોઇએ નહિ કહે હા કેટલીક જગ્યાએ સંસ્કૃત ને ફારસી શબ્દો વાપર્યા છે ખરા પરંતુ ત્હેનું જ્ઞાન તો દરેક સંસ્કારી વાંચકમાં આવશ્યક છે. વળી આપણા નરસિંહરાવ જેવા સંસ્કૃતના શાસ્ત્રીઓ ફારસી તરફ અણગમો બતાવે અને કૃષ્ણલાલ ઝવેરી જેવા ફારસીના મુનશીઓ સંસ્કૃતથી ભડકે એ સ્થિતિ પણ હવે અટકવી જોઇએ. બન્નેની યોગ્ય ને ખપ જોગી લેવડ દેવડ થવી જરૂરી છે. તોયે કલાપીની ભાષા સરળ ને સાદી છતાં બળવાન ને લાલિત્યથી ભરપુર છે. કવિ અથવા લેખક પોતાના વિષય સાથે એક થઇ તાદાત્મ્ય અનુભવે છે ત્યારે જેવી જોઇએ છે તેવી ભાષા ત્હેને મળીજ રહે છે. જ્યાં જ્યાં, જે જે ભાવ કલાપીએ આલેખ્યા છે ત્યાં ત્યાં તે તે ભાવને અનુકૂળ ભાષા પણ કલાપીને જડીજ આવી છે. એટલે ગુજરાતી ભાષામાં અગર અમુક ભાષામાં જુસ્સો નથી, પુરતા શબ્દો નથી. એમ કહેવું એ નિરર્થકજ છે. લેખક અથવા કવિને ભાષાની જેટલી ન્યૂનતા લાગે–નક્કી માનજો કે તેટલી ત્હેના વિચારોની દરિદ્રતા! ગાંધીજીને આપણે સરસમાં સરસ વિચારો રહેલામાં રહેલી ને છતાં સબળ, જુસ્સાદાર ભાષામાં વ્યકત કરતા ઘણીયેવાર સાંભળ્યા છે. ને એ તો સત્યજ છે કે ભાષાના અનહદ અલંકારોમાં ડૂબેલો કાવ્યનો સર્વશ્રેષ્ઠ આત્મા પણ રૂંધાય છે. એ સ્થિતિ કાદમ્બરીની છે અને એજ સ્થિતિ કાદમ્બરીકારના આપણા ગુર્જર વંશવારસોના સાક્ષરપ્રિય કાવ્યોની છે. આજ સત્ય સાદાઇના પરમભકત નિસર્ગ-રાજવિ વર્ડ્ઝવર્થને સૂઝ્યું જે તેણે Theory of poetic diction શોધી; ને કવિ કુલશિરોમણી શ્રી રવીન્દ્રનાથે પણ લખ્યું: My song has put off her adornments-She has no pride of dress and decorations.

એક લેખકે એક સ્થળે લખ્યું છે કે લાગણીના ગાળમાં કલાપી એવો તો પરવશ થઇ જાય

છે કે એ શું લખે છે, એની ભાષા શું છે તેનું એને ભાનજ ન હોય એમ મને કેટલીકવાર લાગે છે, દાખલા તરીકેઃ—

અદલ ઇન્સાફની ગાદી, ખુદાની ત્યાં ચડી જાઉં
પછી આહા! અહાહાહા! અહોહોહો હું પરવાર્યો.

જાણે કોઇ મિત્રની સાથે બેઘડી વાતો કરવા બેઠો, વિગેરે.

'શું લખે છે ત્હેનું એને ભાનજ નથી'—વળી એ ભાનજ હોય તો પછી લખનાર કવિ શાનો? ને કવિને શું એમ કહેશો કે ત્હારા હૃદયમન્થનના અમૃત નવનીતને ભોગે ત્હારી ભાષાની ક્ષુદ્ર ભુલો ને વૃત્તના ક્ષુલ્લક નિયમો તું ખાળ! જ્યાં હૃદયનું ( શબ્દોમાં નહિ પરન્તુ સત્ય પરિસ્થિતિમાં ) મન્થન થાય ને ભાષાનો અલંકારી નિર્મળ ઝરો ખળખળ કરતો વહ્યો જાય ત્યાં બાંધાના ક્ષુલ્લક નિયમો તૂટે—વૃત્તભંગ, યતિભંગ કે એવોજ કોઈ બીજો ભંગ થાય ત્હેની દરકાર કવિ-હૃદયને નથી. અરે જ્યાં હૃદયભંગજ સહુથી પ્રબળ હોય ત્યાં એને બીજા ભંગોની શી પરવા? પછી ભલે ભાષાશાસ્ત્રીઓ અને વૈયાકરણીઓ ખુણેખાંચરેથી ભુલ્યો, ત્રૂટીઓ અને ભંગો શોધી શોધી કવિને નિન્દે. કવિને ત્હેની દરકાર નથી ને નથી ત્હેના સહૃદય રસમસ્તાન વાંચકોને.

એની સાતમી વિશેષતા તે પ્રમાણમાં જાણીતાજ વૃત્તો અને છંદોની પસંદગી. જ્યારે કાવ્યોના રાગોજ અપરિચિત હોય છે ત્યારે તે વાંચવાનું આપણને મન નથી થતું. પણ કલાપીએ તો વસંતતિલકા, શિખરિણી, મંદાક્રાન્તા, ઉપજાતિ, શાર્દૂલ, અનુષ્ટુપ વિગેરે જાણીતા વૃત્તોજ પસંદ કર્યા છે, પીલુ જેવો રાગ વપરાયો છે ખરો પણ 'પ્રેમીની આશિષ' જેવી કોઇકજ જગ્યાએ. સંક્ષિપ્તતા, સચોટતા, અર્થગંભીરતા, અર્થગર્ભીતા અને એ બધું છતાંએ સરળતાને સહજતા તો કલાપીના અનુષ્ટુપોમાંજ છે. ન્હાનાલાલના અપવાદ સિવાય એ ન્હાના બાળકને બીજા કોઇએ કલાપીના જેટલું કેળવી ખીલવી ને પોષ્યું નથી. વ્યાખ્યાત્મક એ બબ્બે લીટીના કલાપીના અનુષ્ટુપો એટલા તો લોકપ્રિય ને આકર્ષક થઇ પડયા છે કે આપણે ત્હેમને નવલકથાઓમાં, ટૂંકી વાર્તાઓમાં કે લેખોમાં ઠેરઠેર અવતરણો તરીકે વપરાયલાં જોઇએ છીએ. એ એમના અનુષ્ટુપો પર અમરતાની છાપ છે. ગુજરાત ત્હેમને કદી પણ ભૂલી શકે એમ નથી. વળી એમના મંદાક્રાન્તાઓમાં જે દર્દ છે તે પણ બીજે કયાંય જડે એમ નથી. ને એમણે લખેલાં આસરે ત્રીસેક અંજનિગીતોમાં પણ 'એની એ આંસુની ધારા' છે.

કેકારવમાંના ન્હાડી સાધુ, પ્રેમ અને મૃત્યુ, રસેચ્છા, કુદરત અને મનુષ્ય વિગેરે કેટલાંક કાવ્યો ભાષાન્તરો છે. છતાં તે સુદ્ધાં આપણને કહેવામાં ન આવે અથવા આપણે મૂળ વાંચ્યાં ન હોય તો જાણી ન શકીએ કે તે ભાષાન્તર છે. એવાં સુંદર ને સહજ તે બન્યાં છે. ભાષાન્તર શી રીતે કરવાં તે વિશે એઓ લખે છે અંગ્રેજી કોઇપણ કવિના વિચારો લઇ કાવ્ય કરતાં લક્ષમાં રાખવાનું એટલુંજ કે તે કાવ્યનું તેના ઉંડા હૃદયધ્વનિનું પુરૂં અવલોકન કરી તેમાં તન્મય બની તેના પાતાળનો નાદ સમજી, તેને ખીલવવું, તેને વધારે રસિક–વધારે સ્પષ્ટ કરવું" ને એમ કરવું એ કંઇ સાધારણ વાત નથી. એક સાચો કવિજ એ કરી શકે અને તેથીજ ત્હેને પોતાના ભાષાન્તરોમાં આવો અદ્વિતીય ને અનન્ય જય મળ્યો છે.

રાજેશ્રી મણિશંકર કાન્ત કહે છે તેમ "કલાપીના કેકારવમાં મધુરતા છે, મૃદુતા છે, ઉદારતા છે દયા છે" અને ગુજરાતી Golden Treasury ના Palgrave રા. હિંમતલાલ અંજારીઆ

કહે છે તેમ "કવિતામાં જોઇતી કોમળતાની તથા સરળતાની કળાનો એક સફળ અભ્યાસી કલાપી, કેકારવના પડઘા સર્વ રસીકના કાનમાં ઘૂમતા રાખી અનંતતામાં ભળી ગયો છે." ટૂંકમાં કહીએ તો માનવ હૃદયનો પડઘો પાડતો કલાપીનો કેકારવ તો આજે ગુજરાતની અણમોલી સ્નેહગીતા છે.

આ બધું છતાં કલાપીની કવિતામાં દોષો નથી જણાયા એમ નથી. મીઠા શબ્દોની રચનાની ખામી, એને કવિ કરતાં સ્નેહી કહેવો વધુ ઉચિત છે, સર્વાનુભવ રસિકત્વની ઉણપ, વીરરસનો અભાવ, કલા તત્ત્વની ન્યૂનતા આવા આવા ઘણા દોષો કઢાય છે પણ તે ઉપરાંત એક મોટો દોષ તો એ કઢાય છે કે એની કવિતા અનીતિ શીખવે છે. જો એ સત્ય હોય તો તો ભવિષ્યમાં ગુર્જર પ્રજાએ કેકારવને વિસારે મુકવો પડે ને અસત્ય ઠરે તો ગરવી ગુજરાતના એક અણમોલા રત્ન તરીકે હેના સર્વશ્રેષ્ઠ આભુષણોમાં અતિ ઉંચી પંક્તિએ વિરાજે. આ બધા દોષો વિશે વિસ્તારથી લખવા માટે ઘણી જગ્યા જોઇએ જે અત્યારે આપણી પાસે નથી એટલે ટૂંકમાં છેલ્લા આરોપ વિશે એટલુંજ કહીશ કે આવું-કલાપીના જેવું-પવિત્ર, નિર્મળ ને આત્માપુજક હૃદય પાપી ક્યાંથી હોય? જેને વિચારો સંસારના કે સમાજના નથી પણ આત્મા અને પ્રભુના છે તે કલંકિત ક્યાંથી હોય? કૃષ્ણ મોહમદ તો જેના બિરાદર છે તે પાપી શી રીતે સંભવે? નરસિંહ, મીરાં વિગેરે પ્રણયીના કાફલામાંનો જે મુસાફર છે હેની કવિતા અનીતિ કેમ શિખવે? ગુજરાતના સમર્થ નવલકથાકાર ને સંસારની ફીલસુફી સમજનાર ને સમજાવનાર રાજેશ્રી કનૈયાલાલ મુનશી કહે છે કે "કલંકિત શી વસ્તુ કરે? જો કાવ્ય કલંકિત કરે, રસ કલંકિત કરે, જ્યોત્સ્નાનું અમૃત કલંકિત કરે–કાલે કહેશો કે પ્રેમ કલંકિત કરે તો એ કલંકિત જીવને શું ખોટું". એક ટીકાકારે કહ્યું છે તેમ ભવિષ્યમાં સમય એવો આવશે જ્યારે જગતને ભાસ થશે કે કલાપી તો સમાજનો ઉદ્ધારક હતો, સંસારમાં પવિત્રતાનો પ્રકાશ પાડનાર martyr હતો–વીર પુરુષ હતો. જગતની દૃષ્ટિએ કલાપીનું વર્તન ને એની કવિતા અનીતિમય છે કારણ કે જગત્ ટૂંકી દૃષ્ટિવાળું છે. જગતને મન એ પાપ છે કારણ કે જગત્ પાપી છે.

કલાપી! કલાપી!! તું વધુ જીવ્યો હોત! ત્હારામાં લાગણી, કળા, કલ્પના એ બધું તો હતુંજ પણ તું વધુ જીવ્યો હોત તો જે ભારે ચિંતન ત્હારા સંવાદોમાં ને ત્હારા ધર્મ વિચારોમાં છે તે વધુ ને વધુ ઝળત; ત્હારી કવિતા ગંભીર ભાવોએ રંગાત; ત્હેમા ઉંડું તત્વજ્ઞાન ઉતરત; ત્હારો કવિતા કલાપ પૂર્ણ કલાએ વિસ્તરત. 'આપની યાદી' જેને ગાંધીજી પણ Cardinal Newman નાં Lead Kindly Lightની પેઠે દુનિયાના સર્વોત્તમ ભક્તિકાવ્યોમાંનું એક ગણે છે, તેવાં અનેક કાવ્યો તું રચી શકત! હમારો સ્નેહી-કવિ ઉપરાંત તું કવિ-પયગમ્બર થાત; હમારો કીટ્સ, બાયરન ને શેલિ ઉપરાંત તું વિશ્વાનંદી વર્ડ્ઝવર્થ બનત; અમારાં સાહિત્ય પર ત્હારી શી સુન્દર અસર થાત!–કલાપી! તું વધુ જીવ્યો હોત!.

—પણ એ might have beenનાં અજાણ્યા પ્રદેશો ખેડવામાં શો લાભ?

Heard melodies are sweet
But those unheard are sweeter still.

ત્હેના શરીર ઉપર જણાતી સાદાઇની મહત્તાથી હું પણ આડંબરી વિવેક વિસરી ગયો. તરત મ્હેં કહ્યું:

“ બ્હેન, ઉભાં રહો હું સામા રેસ્ટોરામાં જોઇ આવું. ”...બહાર ધોધમાર વરસતા વર્ષાદ તરફ નજર કરી ત્હેણે મ્હારી સામું જોયું. હું સમજ્યો. “ કૈં નહિ ” મ્હેં કહ્યું, “ તેમાં શું. ”

ઉતાવળે ત્હેના પતિના પોષાકની, દેખાવની માહિતી લઇ વોટરપ્રુફ કોટ ઓઢી હું સામે રેસ્ટોરા તરફ દોડ્યો. મ્હેં ત્યાં ઘણી તપાસ કરી, રેસ્ટોરાઓમાં, તેની આગળપાછળ બધે હું દોડી વળ્યો, લપાટને ખૂણે ઉભા રહેલા પોલીસને પૂછી જોયું પણ ક્યાંયે કમળાના પતિનો પત્તો ન મળ્યો. નિરાશ થઇ હું પાછો આવ્યો. આઘેથી મ્હને જોઇ તે બોલી ઉઠી: “ જડયા ? ”

પરીક્ષામાં પહેલા આવવાની આશા રાખનાર વિદ્યાર્થીને ત્હેના નાપાસ થયાંના સમાચાર આપવા, કોઇ વૃદ્ધને ત્હેના એકના એક પુત્રના અચિંતવ્યા મરણના સમાચાર આપવા, કોઇ જગતજેતા થવાની અભિલાષા રાખનાર સમ્રાટને લડાઇમાં ત્હેની હાર થયાંના સમાચાર આપવા એ બધું મ્હારે માથે આવી પડેલા કામથી રહેલું હતું. મ્હારાથી મ્હારી સામે ઉભેલી વ્યાકુળ, ચિંતાતુર યુવતિના સાદા પ્રશ્નનો અતિ સાદો ઉત્તર અપાયો નહિ. બધાં કરે તેમ મ્હેં કર્યું; ને વોટર પ્રુફ ઉતારવામાં પડયો હોઉં તેમ મૂગો રહ્યો. તે સમજી ગઇ, ગદગદ કંઠે ત્હેણે કહ્યું: “ હેં, એ ક્યાં ગયા હશે ? ”

મ્હેં તેની સામું ન જોયું. હું જાણતો હતો કે ત્હેની આંખોમાં, આકાશથી પડી રહેલા વર્ષાદ કરતાં વધારે વેગવાળી જળધારાઓ વહેતી હશે. નહિ દેખાતી દિશાઓમાંથી જાણે કે સંદેશો આવતો હોય તેમ તે બાજુ મ્હો રાખી; મ્હારા સગા ભાઈ સંબંધી કહેતો હોઉં તેટલા સહૃદય ભાવથી મ્હેં કહ્યું: “ બ્હેન, ત્હમે મુંઝાશો નહિ, ભાઇ હમણાં આવી પહોંચશે. ”

ત્હેણે કહ્યું: “ પણ મ્હને આમ મૂકીને તો એ અધઘડી પણ ન જાય, ”

હું મુંઝાયો તે બાપડીની વાત ખરી હતી; પણ હું શું કરૂં ? અંતે ત્હેને શાંત પાડવાનો મ્હને એક વિચાર સુઝ્યો. મેં કહ્યું: “ બ્હેન, ત્હમે મુંઝાઓ છો શા સારૂ ? આપણે થોડીકવાર રાહ જોશું, તેટલામાં ભાઇ આવી નહિ પહોંચે તો હું ત્હમને ત્હમારે ઘેર મૂકી આવીશ. ત્હમે ક્યાં રહો છો ? ”

મ્હારા સ્વાલથી તે એકદમ મુંઝાઇ ગઇ ત્હેણે જેમ તેમ કહ્યું: “ ત્હમે શું કહો છો ? ”

મ્હને આશ્ચર્ય થયું. “ હું એમ પૂછું છું કે ત્હમારૂં ઘર ક્યાં આવ્યું ? ”

તે રડી પડી. હું મુંઝાતો ઉભો રહ્યો. તે મ્હારી વહુ હોત તો દીવાઓના ઝગઝગાટમાં પણ ત્હેને હું મ્હારા હૃદયે ચાંપત; તે મ્હારી બ્હેન હોત તો મ્હારે હૈયે ત્હેનું માથું મૂકી ત્હેનાં આંસુ લૂછત; તે મ્હારા મિત્રની વહુ હોત તો પણ ત્હેને આશ્વાસન આપવા હું પ્રયત્ન કરત... પણ એક પરાયી સ્ત્રીને હું બીજું શું કહું ? મ્હને બીક લાગી કે કોઇ અમને જોશે તો વિના કારણે હું આફતમાં આવી પડીશ ! તે કેમ રડતી હતી ? મ્હને વિચાર આવ્યો, શું મ્હેં ત્હેનું હૃદય દુભાય એવો સવાલ પૂછ્યો હતો ? કે પછી ત્હેને કૈં સ્મરણો આવ્યાં હતાં ? મ્હને કૈંજ સમજાયું નહિ. એક વાર એમ પણ વિચાર આવ્યો કે મ્હને ફસાવવા કોઇ નીચ લોકોની આ યુક્તિ તો નહિ હોય ? મ્હેં એવી વાતો ઘણીવાર સાંભળી હતી. તરત મ્હેં કમળાના મ્હોં સામું

જોયું, પણ તે જોઇ મ્હને મ્હારી જાત માટે ધિક્કાર થયો-શરમ આવી. ત્હેનું મ્હોં એટલું સુન્દર, સરસ અને પવિત્ર હતું.

મ્હારી અકળામણ વધવા માંડી. મ્હને થયું કે એ બાપડી એકલી હોઈ ગભરાતી હશે. હિંમત કરી મ્હેં ધીરેથી પૂછ્યું: "પણ બ્હેન, ત્હમે રડો છો શા સારૂ? ભાઇ આવ્યા નહિ પણ એમાં રડવા જેવું શું છે? જ્યાં હશે ત્યાંથી ઘેર આવી પહોંચશે. ચાલો હું ત્હમને ઘેર મૂકી આવું."

"પણ...પણ..." ત્હેણે કહ્યું "અમારૂં ઘર ક્યાં છે ત્હેની મ્હને ખબર નથી." પહેલાં તો મ્હને એના બોલવાનો અર્થ સમજાયો નહિ મ્હેં પૂછ્યું: "એટલે?"

ત્હેણે રડતાં રડતાં કહ્યું: "હું તો મ્હારે પીયરથી આજે સ્હવારેજ મુંબઇ આવી."

મ્હેં ઉતાવળે કહ્યું: "હા, પણ તેમાં શું થયું? મ્હને મુંબાઇની બધી જગ્યાઓ ખબર છે." હું બોલતાં બોલ્યો પણ તરત મ્હને વિચાર આવ્યો કે કદાચ અંધારામાં, અજાણ્યા સાથે એકલી આવતાં એ બીચારી બ્હીતી હશે. હું વિચારમાં પડ્યો. તે મ્હારા સામું જોઇ રહી. કોણ જાણે કેમ અચાનક તે આખો લોઈ સ્વસ્થ સ્વરે બોલીઃ "ભાઇ!" સ્ત્રીઓ ખરેખર અદ્ભુત કૃતિ છે. પણ પહેલાં ચોધાર આંસુએ રોનાર સ્ત્રીમાં કસોટીને વખતે પુરુષને પણ લજાવે એવી હિંમત આવે છે.

મ્હેં ત્હેના સામું જોયું. ત્હેણે કહ્યું: "પણ ત્હમે મ્હને કેમ લઇ જશો? મ્હને અમારા ઘરનું ઠેકાણુંજ ખબર નથી."

હવે હું મુંઝાયો. વિશાળ મુંબાઇમાં હું એનું રહેઠાણ ક્યાં શોધું? મ્હેં ત્હેની પાસે કંઈ ચોક્કસ નિશાનીઓ મેળવવા ફાંફાં માર્યાં પણ તે બિચારી તેજ સ્હવારે સ્ટેશનેથી ઉતરી ગાડીમાં ઘેર આવી હતી. ત્હેને માત્ર એટલીજ ખબર હતી કે ત્હેના ઘરના ભોંયતળીયે એક કણિયાની દુકાન હતી; પણ તેથી શું વળે? ઘેર ઘેર ડોશી હોય તેમ મુંબાઇમાં કણિયાઓ તો ચાલે ચાલે હોય છે. મુંબાઇના મ્હોટા લત્તાઓનાં નામ હું બોલી ગયો કે કદાચ ત્હેને કંઈ સાંભરે પણ તે બધું નિરર્થક હતું. તે બિચારીને કંઈજ ખબર ન્હોતી. એવામાં સીનેમા પૂરો થયો ને લોકોની ઠઠ બહાર નીકળી; કેટલાક લોકો અમારા તરફ શંકા ભરી નજરે, તો કોઇ કમળા તરફ નીચ નજર નાંખી જતા રહ્યા, ને જોતજોતામાં તો થીએટરના ઝગઝગાટ દીવાઓ પણ બુઝાઇ ગયા.

"ચાલો, સામે રેસ્ટોરાના અજવાળામાં ઉભા રહીએ" મ્હેં કહ્યું. ત્હેણે ભાગમાં ચાલવા માંડ્યું, પણ બહાર ધોધમાર વર્ષાદ પડતો હતો.

"બ્હેન, આ કોટ ઓઢી લ્યો—નહિં તો ભીંજાઇ જશો."

ત્હેણે ના કહી. અમારી કોઇની પાસે છત્રી તો હતી નહિ. મ્હેં આગ્રહ કરીઃ "મ્હારી પાસે હેટ છે."—

હા—ના કરતાં મહામહેનતે ત્હેણે હા પાડી. એ કોટનો વોટરપ્રુફ તે બાપડીએ પહેલીવાર જોયો હશે; તે પહેરતાં ન આવડ્યું. મ્હને જરાક હસવું આવ્યું, પણ તે ડાબી દઇ સંકોચાતાં તે પહેરાવ્યો. અમે અથડાતાં સામેના રેસ્ટોરા પાસે ગયાં, થોડીવાર મૂંગે મ્હોંઢે ઉભા રહ્યાં. તે બિચારી અંધારામાં અનિમિષ આંખે જોઇ રહી હતી. મ્હને અનેક વિચારો આવ્યા. એક પળ ત્યાંથી જતા રહેવાનો મ્હને વિચાર થયો, પણ તરતજ તે વિચાર તો મ્હેં દૂર કર્યો. એક

સ્રીને આમ અનાથ છોડી દઇ જતા રહેવાના વિચાર કરવા માટે મ્હને પશ્ચાતાપ થયો. પણ– હવે શું કરવું ? મ્હેં પણ અંધારી દિશામાં ધારી ધારીને જોવા માંડયું; પણ ત્યાં તો સુસવાટ કરતા પવન સિવાય બીજા કોઇનું ચિહ્ન જણાતું નહોતું.

કમળાના ભિંજાયલા વસ્ત્ર ઉપર મધરાતનો ઠંડો પવન ફુંકાતો હતો. તે બિચારી થાક અને ચિંતાથી વ્યથિત થયલી, ઠંડીમાં કાપતી હતી. મ્હેં ત્હેને રેસ્ટોરામાં આવવા કહ્યું પણ ત્હેણે ના કહી. "ત્યાંથી તો એ આવે તો જણાય પણ નહિ." ત્હેણે કહ્યું "હું શું કરૂં ? એને કયાં લઇ જાઉં ?' મ્હેં વિચાર કર્યો, હું કોલેજ હોસ્ટેલમાં રહેતો હતો. એક વિચાર થયો કે ત્યાં જઇ સ્હવારે ત્યાંથી નીકળી જવું; પણ તરત જમ જેવો રામોશી કેમ જવા દે એ વિચાર થયો. અને એને કદાચ એક બે રૂપીઆ આપી ટાઢો કરીએ, પણ પ્રોફેસરોના માબાપની પણ પ્રેમ કથા જાણી આવનાર વિદ્યાર્થીઓ આવી વાત કંઇ જાણ્યા વિના રહે ? મ્હારી આંખ આગળ મસ્તીખોર છોકરાઓનું તોફાની ટોળું ખડું થયું. તે બધા મ્હારી ઉપર જે જાતનો જુલમ ગુજારે તે બધાનો ચિતાર ખડો થયો " ના, મ્હારાથી કમળા સાથે હોસ્ટેલમાં તો જવાયજ નહિ " મેં નિશ્ચય કર્યો.

કમળા મ્હારી સ્થિતિ સમજતી હોય તેમ બોલી " ભાઇ, ત્હમે શું વિચાર કરો છો ? "

મ્હેં બધી હકીકત ત્હેને કહી. અમે નક્કી કર્યું કે સ્હવારે તો મ્હારે એને વડોદરે, એના પિયર મૂકી આવવી; પણ રાત કયાં ગાળવી ? તે બિચારી એટલી થાકેલી લાગતી હતીકે એને ત્યાં કે સ્ટેશનપર ટાઢમાં રાખવાની મ્હારી હિંમત ન'ચાલી અને મ્હારે એવો કોઇ મિત્ર પણ ન હતો જે મ્હારી વાત સાચી માને. એવામાં એણે કહ્યું: " ચાલો આપણે સ્ટેશને જઇએ. "

ન છૂટકે મ્હેં એ વિચાર કબુલ રાખ્યો. પણ સ્ટેશને કેમ જવું ? એવા વર્ષાદમાં હું કમળાને સ્ટેશને લઇ જાઉં તો તે સુખરૂપ વડોદરે કદિ પહોંચેજ નહિ. મ્હેં ભટકતી ગાડી માટે ચોમરદમ જોયું પણ કયાંયે કોઇ રડયોખડયો ગાડીવાળો પણ ન હતો.

મ્હેં કહ્યું: " બ્હેન, રાખો, ત્હમે અહિં ઉભાં રહો. હું કયાંથી પણ ગાડી લઇ આવું. ".

પણ તે બોલી ઉઠી. " ના, ના, ત્હમે મ્હને મૂકીને ન જશો. " ત્હેના બોલમાં ગભરાટ હતો. ત્હેણે રેસ્ટોરા તરફ નજર કરી. કોણ જાણે કદાચ, પ્રચંડ શરીરના એકાદ પઠાનીને ત્હેણે જોયો હોય, ત્હેની રાતી, માંજરી આંખને જોઇ તે બ્હીની હોય. '' આપણે અહિં ઉભા રહેશું ને વર્ષાદ રહેશે ત્યારે જશું, હજી ગાડીને તો વાર છે ને ? એટલામાં ત્હમારા ભાઇ પણ આવી ચડશે. " ત્હેણે કહ્યું.

ત્હેનો પતિ આવશેજ એવી ત્હેની શ્રદ્ધાથી મ્હને હસવું આવ્યું. મ્હેં જવાબ ન આપ્યો. અમે થોડી વાર ઉભાં રહ્યાં. મ્હેં ત્હેને ફરીવાર રેસ્ટોરામાં આવવા કહ્યું. પણ ત્હેણે ના કહી. ને એક થાંભલે ટેકો લઇ તે ઉભી રહી.

થોડીવારે મધરાતના અંધારામાં હું—

" નહિ શકું છેક બચાવી કોઇને
અશકત જેવો બેસી રહું રોઇને "

ગણગણતો હતો એવામાં જાણે તાલ દેતા ધીરો પડતો હોય તેમ વરસાદ ધીરો પડી બંધ થયો. કમળા જરા પાસે આવી ઉભી રહી. ત્હેની આંખો આંસુ અને ઉજાગરાથી રાતી થઇ હતી ત્હેની

મુખમુદ્રા ચિંતાથી ફીકી પડી હતી, ત્હેનું શરીર ટાઢ અને થાકથી કંપતું હતું. મ્હને એ બાપડીની દયા આવી. ઈશ્વર પણ કોઈ અજબ માણસ છે. ક્યાં સીનેમાનો વિહાર! ક્યાં મધરાતે કંપતાં, અજાણ્યા સાથે ઉભા રહેવાનું! મ્હને કમળાના પતિ પર ને નસિબ પર ક્રોધ ચઢ્યો......થોડી વારે મનુષ્ય સહજ પ્રકૃતિને લીધે મ્હને વિચાર આવ્યો: " ને હું ન હોત તો આ બિચારીનું શું થાત? કે મ્હારી જગ્યાએ કોઈ દુષ્ટ હોત તો......; "

હું વિચાર કરતો હતો એવામાં મ્હેં દૂરથી આવતી મોટર જોઈ ભાડુતી હોય તો તેને બોલાવવાનો વિચાર થયો; એવામાં તો સડસડાટ કરતી તે આવી ને રેસ્ટોરાં સામે ઉભી રહી. જરા વારમાં શોફરે પડદો ઉંચો કર્યો અંદર કોઈ ગુજરાતી દંપતી હતાં. ત્હેને માટે શોફરે કોફીની વરદી આપી. કમળા ત્હેને જોઈ દૂર ખસી ગઈ ..અમને સ્ટેશને મૂકી જવાની ત્હેમને વિનંતિ કરવાનું મ્હને મન થયું; પણ મુંબાઈના શેઠિયાઓની સુજનતા વિષે મ્હેં અનેક વાતો સાંભળી હતી એટલે હું જરા ખંચાયો. એવામાં મોટરમાંથી કોઈએ બૂમ મારી:

" કોણ, અલ્યા, શરદ? અહિં અત્યારે શું કરે છે? "

મ્હેં તે સ્વર ઓળખ્યો. તે મ્હારો જૂનો ઓળખીતો શિરીષ હતો. મ્હને પહેલાં તો એકદમ હુંફ આવી; પણ કમળાનો વિચાર આવતાં ઉલટી ગભરામણ થઈ. પણ હવે ત્હેને મળ્યા વિના છૂટકો ન્હોતો. હું ત્હેની પાસે ગયો ને કહ્યું " આમ અમસ્તો. " વાત ઉડાવવા મ્હેં ત્હેની પત્ની તરફ જોઈ પૂછ્યું: " કેમ ભાભી કુશળ છો? "

પણ શિરીષ બોલી ઉઠ્યો: " અરે હા, અમે તો કુશળ છિએ, અમે તો ટ્રેઈનમાંથી ઉતર્યાં પણ તું અત્યારે અહિં ક્યાંથી? "

વર્ષાદના પાણીથી ભિંજાયલી, મ્હારા પગ નીચેની માટી સરતી હોય એમ મ્હને લાગ્યું. શિરીષ મ્હારો જૂનો ઓળખીતો હતો. અમે વર્ષોપર એકજ સ્કૂલમાં ભણતા–તે મ્હારાથી થોડાંક વર્ષ આગળ હતો. તે પછી અવારનવાર અમે મળતા. મૂળથીજ શિરીષ જૂના વિચારનો હતો એટલે મ્હારી વાતમાં એને શ્રદ્ધા આવેજ નહિ; ઉલટું અમને બધાને એ ફજેત કરે. મ્હને ટ્રેઈનનું બ્હાનું કાઢવાનું મન થયું પણ મોટરમાં ગોઠવેલા એના સામાન પર નજર પડતાં એ વિચાર માંડી વાળ્યો. અમારી પાસે તો કંઈ સામાન હતોજ નહિ. હું કંઈક વિતર્ક કરતો હતો એટલામાં એ બોલી ઉઠ્યો: " કેમ અલ્યા શું છે? "

પળે પળે શિરીષને શંકા થતી જતી હતી તેથી મ્હેં કહ્યું: " હું આવ્યો હતો તો સીનેમા જોવા, પણ ગાડી નહિ મળી તે વર્ષાદને લીધે આ રસ્ટોરાંમાં બેઠો હતો. "

એટલામાં શિરીષની વહુએ કહ્યું: " ને શરદભાઈ, પેલાં કોણ છે મ્હારાં ભાભી છે? "

વાત અચિંતી વધી ગઈ. ઉત્તર આપવાનું મ્હને ઠીક ન લાગ્યું. જાણે હું મ્હારી વહુને બોલાવવા જતો હોઉં તેમ ઉતાવળે હું કમળા પાસે ગયો ને ઝડપબંધ મ્હેં ત્હેને બધી વાત કહી દીધી. મ્હને અચંબો થયો કે પછી અતિ નિરાશ થઈને હોય ત્હેણે કહ્યું: " ભાઈ, તમે મુંઝાવ છો શા સારૂ? તમારાં વહુને એમણે જોયાં છે? "

" અરે, પણ મ્હારે વહુ હોયજ નહિ. "

"તો તો સારૂં. ચાલો-પછી કાંઈ ?"

મ્હેં ઝીમ કરડી. સતી સીતા, રાવણના અશોક વનમાં કેમ ઘેરાઈ રહ્યાં હશે તે મ્હને ન સૂઝયું. સ્ત્રીઓની ચતુરાઇથી હું આભો બની ગયો.

અમે બેઉ મોટર પાસે ગયાં. તરત શિરીષ ઉતરી પડયો, બેઉએ કમળાને આવકાર આપ્યો. શિરીષના વહુ-ભાનુમતિએ-ત્હેને મોટરમાં બેસાડી...અમે કોઠી પીવા માંડી.

"શરદભાઈ, ત્યારે હવે અમારે ત્યાંજ ચાલો." ભાનુમતિએ કહ્યું.

"હાસ્તો, એને ઘેર કોણ રાહ જોવાનું છે ?" શિરીષે આગ્રહ કર્યો.

"પણ..." મ્હેં કહ્યું.

"પણ, બણ કંઇ નહિ-શોફર ચલાવ જલ્દી."

સુસવાટ ભેર અમે શિરીષને બંગલે આવી પહોંચ્યાં.

ભાનુમતિ હોંસીલી છે. મૂળથીજ એને મ્હારે માટે વ્હાલ હતું. આમ અચાનક અમે દંપતી(!) એને ત્યાં ગયાં તેથી એનો હરખ તો માયો નહિ. કમળા તો જાણે એના દીકરાની વહુ હોય તેમ ત્હેની સાથે વાતો કરતી ને કમળા બિચારી પણ એ ભાવિક સ્ત્રીને બને તેમ રાજી રાખવા પ્રયત્ન કરતી. હું અને શિરીષ એના દિવાનખાનામાં ટેલટપ્પે ચડયા-માત્ર કોઈકવાર મ્હને કમળાની સ્થિતિ યાદ આવતી એટલામાં ભાનુમતિ આવી

"શરદ ભાઈ, જાવ ઓરડામાં પથારી છે; સૂઇ જાવ બહુ મોડું થયું" ત્હેણે કહ્યું ને ઇશારતથી તે શિરીષને તેડી ગઇ.

હું ધીમે પગલે સુવાના ઓરડા તરફ ગયો. ઓરડામાં ચારેપાસ મોટાં કબાટો ને બીજું ફરનીચર હતું. ઉપર વીજળીનો દીવો બળતો હતો. વચ્ચ અડોઅડ બે પથારીઓ થાય તેટલીજ જગા હતી, તેમાં મ્હારી ને કમળાની લગોલગ પથારીઓ હતી. પથારીપર કમળા બેઠી બેઠી નીચું મ્હોં નાંખી રડતી હતી. હું ગયો એટલે આંખો લૂછી તે ઉભી થઈ ગઈ. મ્હેં ધીરે સાદે કહ્યું:

"કમળા બ્હેન, ત્હમે જરાક તો ઉંઘ લ્યો."

ત્હેણે કહ્યું, "ભાઇ, ત્હમે સૂઇ જાવ, હું બેસીશ અમે થોડીવાર રકઝક કરી અંતે કોઇ સુતું નહિ. હું બારીએ ઉભો રહ્યો, કમળાએ આખો વખત રડયા કર્યું. ત્હેને આશ્વાસન આપવું નિરર્થક હતું. આવી સ્ત્રીને આશ્વાસન શું અપાય ? હું મુંગે મ્હોઢે એ બિચારીપર કોઈ અદીઠ ચકિત માર મારતી હતી તે જોયા કરતો હતો. કોણ જાણે અમે એમ કેટલીવાર બેસી રહ્યાં હઇશું, એવામાં અચાનક બારીની જાળીએથી કોઇએ કહ્યું. "ત્હમે હજી સૂતાં નથી ?"

બારી બંધ કરવાનું અમને સૂઝયું ન્હોતું. અમારા ઓરડામાં દીવો બળતો જોઇ ભાનુમતિ તપાસ કરવા આવી હતી.

"કમળા, ઉઘાડ તો" ત્હેણે કહ્યું.

કમળાએ બારણું ઉઘાડયું. તે ઉઘાડુંજ હતું. ભાનુમતિ રોષમાંજ મ્હારી પાસે આવી.

"શરદભાઇ, આ તે શું ? ત્હમે આવા તે કેવા ? આ બાપડીને રોવડાવો છો શા સારૂ ?"

હું જોઇ રહ્યો કમળાએ કહ્યું "કંઇ નથી બાબી."

પણ ત્હેણે તો કહ્યું "અરેરે ! શરદભાઇ મ્હારે ત્યાં પહેલીજ વાર આવ્યાં છો તે શું આવું

કરશો ?" કમળા તરફ ફરી ત્હેણે કહ્યું. "કમળા, ત્હમે કેમ રડી પડ્યાં છો ? અરે શરદભાઇ જુઓને આ બિચારીની આંખ કેવી થઇ ગઇ છે, એટલું બધું શું છે ? શરદભાઇ, ત્હમને મ્હારા સમ છે જો આવું કરો તો ચાલો જોઉં, ત્હમે મનાઇ જાઓ તો; હા, તે ત્હમે સૂશો નહિ ત્યાં લગી હું પણ નહિ સૂઉં સમજ્યા ?

હું મુંઝાયો મુંઝવણમાં પણ મ્હને હસવું આવ્યું. દુઃખી કમળા પણ બાપડી હસી.

"હા, હા, ભાભી અમે સૂઇએ છીએ, ત્હમે જાવ" મ્હેં કહ્યું.

"ના, ના, તે હું પલાઇ નહિ જાઉં હું તો આ ઉભી."

બીજો કંઇ રસ્તો ન હતો. અંતે ન છૂટકે અમે, હું આ કોરે ને કમળા બીજી કોરે જેમ તેમ સૂતાં તોફાની ભાનુમતિએ જોસબંધ અમારા પર બનુસ નાંખ્યું ને "મેઇન સ્વીચ" દાબી દીવો હોલવી તે જતી રહી. બેઉ અકસ્માતો એટલા અચિંતા થયા કે કમળા એકદમ બ્હી ગઇ, ને બ્હીકથી ત્હેણે મ્હારો હાથ પકડ્યો. અર્ધક્ષણમાં ત્હેને ભાન આવ્યું ને તે ઉભી થઇ ગઇ...જેમ તેમ કરી અમે રાત પૂરી કરી.

સ્હવારે મ્હેં કહ્યું, "ચાલ શિરીષ અમે હવે જશું."

પણ ભાનુમતિ બોલી ઉઠી. "અરે વાહરે! શરદભાઇ, આ તો કંઇ ધર્મશાળા ધારી છે શું ? ત્હમે પહેલીવાર અમારે ત્યાં સજોડે આવ્યા ને 'જશું' કહેતાં લાજતા નથી ?"

"પણ ભાભી, અમારે અગત્યનું કામ છે. કહેશો તો ફરી આવશું; પછી કાંઇ ?"

"કામ તે વળી એવું શું આવી પડ્યું ! એમ તે કેં જવાય ? એમ જાવ તો અમારી પણ કીમત થાય."

"પણ અમે પાછા આવશું ને."

"ના. ના. હું કંઇ સમજું નહિ. ને ત્હમારે જવું હોય તો જાવ ત્હમારી વાત ત્હમારા બાઇ જાણે. કમળા તો નહિ આવે. અને હા, ત્હમારે એનું કામ પણ શું છે ? કેમ નહિ ?"

"કેમ શું છે ?" શિરીષે પૂછ્યું.

"આ જુઓને આખો વખત બિચારી દુઃખી થાય છે ને રડે છે—શરદભાઇ તે કેં છે ? ત્હમે પણ કેં એમને કહેતા નથી." કહી ભાનુમતિ અંદર જતી રહી

કમળાએ ધીરેથી કહ્યું: 'ત્યારે પછી જશું." કમળા પણ અંદર ગઇ.

થયું ! હું નસિબના ચાળા જોતો, શિરીષ જોડે ગપાટા મારતો બેઠો. રવિવાર હતો એટલે એ પણ રંગમાં હતો. વાતમાંજ દશેક વાગ્યા એવામાં અચાનક એક પુરુષ જોસબંધ અંદર આવ્યો. ત્હેના પહેરવેશનું ઠેકાણું નહોતું. શરીરે એક હાફકોટ ને ધોતીઉં પહેર્યાં હતાં. ત્હેના બાલ ગૂંચાઇ જઇ ગમેતેમ ઉડતા હતા; ત્હેનો ચ્હેરો ફિક્કો અને ત્હેની આંખો રાતી જણાતી હતી. મ્હને કમળાનું મ્હોં યાદ આવ્યું. કોઇ ભયંકર ગુન્હો કરી તે આવ્યો હોય તેવો ત્હેનો દેખાવ હતો.

"શિરીષ આમ આવ તો." ત્હેણે ઉતાવળે કહ્યું.

શિરીષ ત્હેની પાછળ અગાશીમાં ગયો. એક જણનો ઉતાવળો ભર્યો ગણગણાટ મ્હને સંભળાતો હતો. 'શું હશે !' વિચાર કરતો ઓરડામાં હું બેસી રહ્યો. થોડી વારે શિરીષે કોટ, ટોપી પ્હેર્યાં.

"શરદ હું આવું છું. અમે એક અર્જન્ટ જમશું—અંદર કહી દેજે." શિરીષે કહ્યું. મ્હેં આંખ વડે ત્હેને આટલી બધી ઉતાવળનું કારણ પૂછ્યું પણ ત્હેણે જવાબ ન આપ્યો. તરત એક ઝડપભેર દાદર ઉતરી ગયા.

દુનિયા આંખીને હિલ્લોળીયા થયા હોય ને ઉતાવળ ને ચકરમાનની આંકડીના ઉથલા આવતા હોય તેમ મ્હને લાગ્યું.

થોડોક વખત મ્હેં ચોપાનીઆં ઉથલાવ્યાં એટલામાં ભાનુમતિ ને કમળા આવ્યાં. મ્હેં ચોપાનીયાં ઉંચાં મૂક્યાં, ભાનુમતિ મ્હારી સામે ખુરશી પર બેઠી. કમળા ત્હેની પાછળ ઉભી રહી. થોડીક વાર ભાનુમતિએ મૂંગા રહી જોયા કર્યું. મ્હને લાગ્યુ કે હમણાં ત્હેનો જવાળામુખી ફાટશે. હું રાહ જોતો બેઠો. અંતે તે બોલી ઉઠી.

"અરે વાહરે! વરવહુ તો હમેંજ છો કે બીજાં કોઇ હશે?"

મ્હેં સ્વસ્થ સ્વરે પૂછ્યું: "કેમ?"

"કેમ શું? આ જુવોને, ધણીના દેખતાં બેસે પણ નહિ" કમળાનો હાથ પકડી ત્હેણે કહ્યું: "ચાલ કમળા, શરદભાઇ જોડે બેસ તો કેવી ડાહી છે"

મ્હને કમળાની દયા આવી. અતિ ભાવિક લોક પણ કોઇ વાર કંટાળો આપે ખરાં...પણ બિચારી ભાભીને બધી શું ખબર?

મ્હેં કહ્યું: "કૈં નહિ ભાભી, ઉભા રહેવામાં શો વાંધો?"

"હાસ્તો આપણે બેઠા, પછી બૈરાં ઉભાં રહે તેમાં શો વાંધો? શરદભાઇ વડીલ થશો ત્યારે આમજ ન્યાય આપશો કે?"

કમળાને લાગ્યું કે ભાનુમતિ અજાણ્યે મ્હારી લાગણીઓને અન્યાય કરતી હતી. ત્હેના મ્હોં પર જરા દુઃખ જણાયું. સહેજ કૃત્રિમ હસી તે બોલી "ભાભી એટલું બધું શું છે? લો બેસું, પછી કાંઈ?"

કમળા મ્હારી પાસે, સોફા પર બેઠી. હું કમળાની વિશાળ હૃદયતા જોઇ આશ્ચર્ય પામ્યો. ખરેખર! જગતમાં સાદાઇમાં ઢંકાયલાં આવાં કેટલાં છૂપાં રત્નો હશે!

અમે વાતે ચઢ્યાં—હું ને ભાનુમતિ—ને વખત રસભર અમારી વાતો સાંભળતો અમારી સાથેજ વહેતો ગયો. પણ કમળા ઘણીવાર ઉંડા વિચારમાં પડી જતી તે ભાનુમતિ બોલાવતી ત્યારેજ કોઇવાર હુંકારા પૂરતી.

"શરદભાઇ," થોડીવારે ભાનુમતિએ કહ્યું. "આ કમળા તો અજબ છે હં."

કમળા અદ્ભુત છે એ તો મ્હને ક્યારનું સમજાયું હતું પણ ભાનુમતિને એમ કહેવાપણું શાથી થયું તે મ્હને સમજાયું નહિ.

"કેમ?" મ્હેં પૂછ્યું.

"કેમ ખરૂં કની કમળા?"

"શું?" કમળાએ પૂછ્યું.

"હું શરદભાઇને કહું છું કે તું અજબ છે."

કમળા મૂંગી બેસી રહી. કૃત્રિમ હસવાનો ત્હેણે પ્રયત્ન કર્યો, તે જરાક હસી.

"કેમ ભાભી એમ શાથી કહો છો?"

"આ જુઓને એવી મૂંગી છે કે પૂછીએ તેનો પણ ઉત્તર ન આપે. કોઇ હોત તો આટલે કેં કેં વાતો કરી નાંખી હોત."

"ના, ના, ત્હમે માઠું ન આણશો હં! મ્હારો તો એવો સ્વભાવજ પડ્યો તે હું શું કરૂં?" કમળાએ સહૃદય કહ્યું. હું જોઇ રહ્યો.

ભાનુમતિ કંઇ બોલવા જતી હતી એવામાં કમાડ ઉઘડ્યું ને શિરીષ અંદર આવ્યો. ત્હેના મ્હોં પર નિરાશા હતી; તાપમાં, ત્હેનું મ્હોં રાતું થઇ ગયું હતું; થાકથી ત્હેના કપાળ પર પરસેવો છુટ્યો હતો તે એક ખુરશી પર બેસી પડ્યો. ભાનુમતિ ત્હેને જોઇ રહી.

"આવને" ત્હેણે પાછળ આવનારને કહ્યું. તે અંદર આવ્યો તેવી ત્હેની ને કમળાની નજર મળી. કમળા સફાળી કૂદી ત્હેને ભેટી પડી "ઓ મ્હારા વસંત!" કમળાએ કહ્યું.

"મ્હારી કમળા!" વસંતે કમળાને હાથ ચાંપતાં કહ્યું.

મ્હેં છૂટકારાનો દીર્ઘ શ્વાસ ખેંચ્યો. શિરીષ અને ભાનુમતિ ઉભાં થઇ ગયાં.

"શરદ!" શિરીષે કહ્યું.

મ્હેં આંખથી ત્હેને ચૂપ રહેવા કહ્યું. એક વૃદ્ધપિતા પોતાના પુત્ર અને પુત્રવધુને છૂપાઇને જે સંતોષથી જુએ તે સંતોષથી હું કમળા અને વસંતને જોઇ રહ્યો.

ભાનુમતિએ આભા બની જોયા કર્યું. પગવાર પહેલાં પતિ સાથે એક સોફાપર બેસતાં શરમાનાર કમળા, પતિના દેખતાં પરાયાને ભેટી પડે એ ત્હેને અસહ્ય લાગ્યું હશે.

"અજબ છે" તે બબડી.

"કમળા! તું અહિં ક્યાંથી?" વસંતે મ્હારા તરફ શંકાશીલ નજર નાંખતાં કહ્યું.

કમળા સમજી ગઇ ત્હેણે ઉતાવળે કહ્યું: "વસંત એ મ્હારા ધર્મના ભાઇ છે. ખોટા વિચાર ન આણીશ, મ્હને એમણેજ બચાવી."

કમળાના શબ્દોમાં પવિત્ર હૃદયનો એટલો વેગ હતો કે ગમે તેને ગમે તેટલી શંકા હોય તો જતી રહે.

વસંતે મ્હારા તરફ હાથ ધર્યો, હું ઉઠ્યો, મ્હેં શેકહેન્ડ કરીને કમળાએ પતિની સોડમાંથી પોતાનો પણ હાથ ધર્યો. તે ઘડીકમાં હસતી, ઘડીકમાં ત્હેની આંખમાં આંસુ ઉભરાતાં. મ્હેં ત્હેનો હાથ લીધો અને મ્હારી આંખે અડાડ્યો.

અમે ત્રણે જણ સોફા પર બેઠાં. કમળા ભાનુમતિને તો ભૂલીજ ગઇ હતી. ત્હેને જોતાં તરત ત્હેને બધું સાંભર્યું. વસંતને ત્હેણે બધું કહી સંભળાવ્યું..."પણ લુચ્ચા, તું ક્યાં ગયો હતો?" ત્હેણે પૂછ્યું.

"હું? અરે મ્હારી કમનસિબીની વાત તો અપૂર્વ છે. રેસ્ટોરાંમાંથી હું સીગરેટ લઇ બ્હાર આવતો હતો એવામાં બહાર મારામારીની ધમાલ થઇ હતી. પોલિસવાળાએ મ્હને સાક્ષીમાં

આવવા કહ્યું. મ્હેં ના કહી. પણ મુંબાઇના પોલિસ! મ્હેં ઘણીએ માથાકૂટ કરી, પૈસા આપવા માંડયા, ત્હારી વાત કહી, મ્હને મારામારી વિષે કંઇજ ખબર ન્હોતી તે કહ્યું, પણ કાં તો બધા બ્હાના કાઢતા હોય તેથી મ્હારી વાત ત્હેને ગળે ઉતરી નહિ કે કાતો તે મ્હારી બોલી સમજ્યોજ નહિ. એને ન આવડે અંગ્રેજી કે ગુજરાતી ને મ્હને મરાઠી આવડે. ઘાટીને સમજાવવા જેટલું. મ્હને તો એણે ગાડીમાં બેસાડી દીધો ને—"

"પણ ત્હેં સીગરેટ તો લીધી હતી ને? તે ઠીક થયું." કમળાએ હસતાં હસતાં ટકોર કરી.

વસંત સમજ્યો. મૂંગે મ્હોંએ ત્હેણે પોતાનો ગુન્હો કબુલ કર્યો.

"હં, પછી ત્હને ચોકીમાં બેસાડયો એમને?" કમળાએ કહ્યું.

"હા, ત્યાં મ્હેં પોલિસ ઇન્સપેક્ટરને ઘણુંયે સમજાવવા પ્રયત્ન કર્યો પણ મ્હારૂં સાંભળે ત્યારે ને? ત્યાં કોઇ મોતના ગુન્હાની તપાસ ચાલતી હતી એટલે અમે તો રાહ જોતા બેઠા. છેક સ્હવારે કેસ પૂરો થયો. ચોકી પાસે ઉભી રહેલી એક ગાડી લઇ હું દોડતો થીએટર પાસે આવ્યો પછી ઘેર ગયો. ચોકીએ ખબર આપી, બધે ભટકયો પણ કયાંયે ત્હારો પત્તો ન મળ્યો. થાકીને સ્હવારે શિરીષ સાથે પોલિસ કમિસ્તરને ત્યાં પણ જઇ આવ્યો. તે બાપડો પણ—"

કમળાની આંખમાં હરખનાં આંસુ હતાં, વસંતનો હાથ હાથમાં લઇ તે બોલી "હશે હવે"

કમળાને જોઇ ભાનુમતિની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. કમળા પાસે આવી તે બોલી "કમળા! ત્હેં મ્હને કંઇ કહ્યું પણ નહિ? મ્હારી ભૂલ તું કેમ માફ કરશે? મ્હને શું ખબર કે તું આ માટે રડતી હતી? ઓ શિરીષ! આપણી કેવી મ્હોટી ભુલ થઇ હવે શું કરીએ?"

વસંત બોલી ઉઠયો "ભાભી! કંઇ નથી થયું ત્હમે રડશો નહિ." કમળાએ કહ્યું "ભાભી, ભાભી! ત્હમારો કેટલો બધો ઉપકાર થયો."

તે દિવસથી અમે બધાં સગાં ભાંડુઓ પેઠે રહીએ છીએ, અને કોઇવાર આ પ્રસંગને યાદ કરી ખૂબ હસીએ છીએ, માત્ર બિચારી ભાનુમતિ કોઇકવાર દિલગીર થઇ રડી પડે છે.

ને હું? તે અદ્‌ભુત રાત્રીનાં સુખી સ્મરણો મ્હારી કુંવારી જીંદગીના અંધકારમાં ચમકારા મારે છે ને કોઇક કોઇકવાર કોણજાણે કેમ, કોઇના સોડની ગૂમાવેલી હુંફ યાદ આવે તેમ અજાણે મ્હારાથી એક ધીરો નિસાસો નંખાઇ જાય છે.

---

# લા.ચાર !

લેખક:—મનુ ત્રિવેદી.

એક રાત્રે ખંડિયેર શિવાલયના એક ખૂણામાં શાંત બેસી રહી શિવની મૂર્તિને એકી ટશે તું જોઇ રહી હતી;

ને હું ઉંબર પર ઉભો રહી હાથ જોડી તને નિરખતો હતો.

માથા પર બળતા ઝાંખા દીવાના પ્રકાશથી તારાં મુખ પરની ગમગીનીની ઝીણી રેખાઓ દેખાતી હતી.

તારી પાસે આવી એક ઝીણું ચૂંબન કરી તારી બધી ગ્લાનિ દૂર કરૂં એમ મને થયું.

પણ તું મારી નહોતી !

એક દિવસ સંધ્યા ઉડી જતી હતી ને રાત્રી પડતી હતી;

ત્યારે નગર બ્હાર આવેલી નદીના કિનારા પર એક કાળાં ઝાડ નીચે બેઠી બેઠી દૂર સુદૂર દૃષ્ટિમર્યાદાની યે પેલી પાર જોવા તું મથી રહી હતી.

ને હું કિનારા પાસે એક નાના મછવામાં બેઠો બેઠો તારી આંખી જોતો હતો.

સામે કિનારે પથરાયલી અંધારી વૃક્ષઘટામાંથી ઘુવડે ચિચિયારી પાડી ત્યારે મને એક ઘેલી ઇચ્છા થઈ કે તને મારા નાનકડા મછવામાં બેસાડી દૂર દૂર અનંતતાની પણ પેલી પાર હંકારી જાઉં !

પણ તું મારી નહોતી !

---

# લગ્ન શા માટે ?

નિરુત્સાહી યુવાનો ફીક્કા-રોગગ્રસ્ત ચ્હેરાવાળી યુવાન પત્નીઓ અથવા માતાઓ, ત્હેમનાં નિર્બળ બાળકો, ને મૃત્યુના જાપ જપતી મ્લાન વદનની વિધવાઓવાળો હિન્દુસંસાર જોઇ 'લગ્ન શા માટે ?' એ પ્રશ્ન નિરંતર મ્હારા મનમાં ઉઠે છે. હિન્દુસમાજની રચના અને વિચિત્ર રૂઢી-બંધનોને લીધે કદાચ એ પ્રશ્ન અસ્વાભાવિક લાગશે; પણ સૃષ્ટિની ન્હાની મ્હોટી સૌ વસ્તુ માટે તે શી રીતે ઉત્પન્ન થઇ અને શા ઉપયોગમાં આવે છે એ પ્રશ્ન ઉકેલવાને દરેક માણસ આતુર રહે છે. કીડીથી હાથી સુધી ને ધૂળની રજકણથી ગગનચુંબિત પર્વતો સુધીના ઉત્પત્તિ, સ્થિતિ અને ઉપયોગનું રહસ્ય જાણવાને મનુષ્ય પ્રકૃતિ કંઇ કંઇ પ્રયત્ન આદરે છે. પૃથ્વીની સપાટી પરનીજ નહીં. પૃથ્વી નીચેની અને ગગન પારની સૌ વાતો જાણવાને અને ગ્રહમંડળોનાં ગુપ્ત રહસ્યો શોધી કાઢવાને અવિશ્રાંત શ્રમ ઉઠાવે છે. આજ નિયમ પ્રમાણે 'લગ્ન શા માટે ?' એ પ્રશ્ન પણ કેવળ અસ્વાભાવિક કે અર્થહીન નથી. લગ્નની સંસ્થા, આપણી લગ્ન પદ્ધતિ વ્યક્તિના જીવન વિકાસમાં શો ભાગ ભજવે છે, એ પ્રશ્ન દુર્લક્ષ કરવા જેવો નથી. પણ 'લગ્ન' એ શબ્દ આપણે માટે એટલો સામાન્ય થઇ પડયો છે કે તેને વિષે 'શા માટે' પ્રશ્નજ હાસ્યાસ્પદ હોય એવું લાગી જાય છે. લગ્ન ? શા માટે ? છટ ! એમાં વળી શા માટે શું ? એમ ઘડીક થાય છે. જાણે લગ્ન એ અત્યંત ક્ષુલ્લક બાબત હોય અથવા મૃત્યુના જેવું અનિવાર્ય હોય એમ !

ખરૂં જોતાં 'લગ્ન શા માટે' એ પ્રશ્નના જેવો બીજો કોઇ પ્રશ્ન નથી. જીવનના બધાય મુખ્ય પ્રશ્નોમાં એનું સ્થાન સર્વથી ઉંચું છે. એકાદ માણસે જીવવું કે મરવું એ પ્રશ્ન જેટલો ગંભિર છે એટલોજ-કદાચ એથીએ વધારે 'લગ્ન શા માટે' એ પ્રશ્ન પણ ગંભિર છે. કારણ સ્ત્રી પુરૂષનું લગ્ન એ કયાં તો પરણનાર જોડાંને અનંત-અપૂર્વ જીવન બક્ષે છે અથવા ત્હેમના જીવનને મૃત્યુમય જીવનમાં પણ ફેરવી નાખી શકે છે. લગ્ન માત્ર સુખી નથી નિવડતાં, લગ્ન એ શબ્દજ અથવા તેની ક્રીયાના મંત્રોચ્ચાર કલ્પવૃક્ષ સમા નથી બની જતા, એમ છતાં લગ્ન શા માટે એ પ્રશ્ન વિચાર્યા વિના, તેનાં કારણો અને હેતુ જાણવા-સમજવાની ને તેને અનુસરવાની દરકાર રાખ્યા વિના લગ્ન અને તેના વ્યવહાર કુંભારના ચક્ર પ્રમાણે નિરંકુશ ચાલ્યાં કરે છે. આનું કારણ શરીરના બીજા ધર્મ પ્રમાણે લગ્ન એ પણ અતિ આવશ્યક શારીરિક ધર્મનું સાધન મનાયું છે એમ માનવાને કંઇ પણ હરકત નથી. સ્ત્રી પુરૂષ ઉમરને ગમે તે એકાદ સ્ત્રી પુરૂષનો સાથ જોઇએ એ લગ્નનો હેતુ મનાય છે ને તે આ લગ્ન મેળવી આપે છે !

આવાં લગ્ન એ લગ્ન નહીં પણ લગ્નની-લગ્નની પવિત્ર ભાવનાની મશ્કરી છે. લગ્ન જેવી ગંભિર-વિચારણીય બાબત તરફની આવી બેદરકારી વર્તમાન જમાનામાં પણ સર્વાંશે નાબુદ નથી થઇ; અવિચારી, કૃત્રિમ-વ્યવહારૂ લગ્નોથી સડેલો ને સળગતો સંસાર જોઇ હજીયે હિન્દુ સમાજ કમકમી નથી ઉઠી, ને આજનો યુવાન વર્ગ પણ ઓછે વત્તે અંશે એનાં કડવા ફળ અનુભવવામાંથી મુક્ત નથી રહ્યો એ માત્ર શોચનીયજ નથી પણ હિંદુ સમાજને માટે શરમ ભર્યું છે.

જીવન જીવવું ને જીવી નાંખવું એમાં ફેર છે. જીવન જીવવાની પણ રીત હોય છે. તે છતાં કેટલાંય સંસ્કારી આશા ભર્યાં સ્ત્રી પુરૂષો પણ જાણે જીવી નાખતાં હોય એમ જીવન જીવે છે. આનાં ઘણું કારણો માંનું એક આપણી લગ્ન પદ્ધતિ પણ છે. સંસારને સંપૂર્ણ સુખમય કેમ કરવો

નથી. સંસારી મનુષ્યોને કુદરતી અને મનુષ્ય નિર્મિત આફતો ને જંજાળો વિવિધ સ્વરૂપમાં નિરંતર પીડ્યા કરે છે; ને એ પીડાઓ કોઇ કોઇક પ્રસંગે અતિ જ્ઞાની અને ધૈર્યશાળી વ્યક્તિઓને પણ ન છૂટે એવી મુઝવણમાં લાવી મૂકે છે. આવે સમયે સ્ત્રી-પુરૂષની મૈત્રી એ એકજ વસ્તુ એવી છે કે જે ગમે એવા વિષમ વાતાવરણમાં પણ ઘડીભર વિશ્રાંતિજનક, આલ્હાદકારી લાગે એ એકજ વસ્તુ એવી છે કે જેને લીધે ગમે એવી મહાન આપત્તિમાં પણ મનુષ્ય છેક નિરાધાર નથી બની જતું, સુખની થોડીક ક્ષણો એવી ને પામે છે જ્યારે દુઃખ કે વિપત્તિઓના અણુઓને પણ ત્યાં પ્રવેશ કરવાનો અધિકાર નથી રહેતો. એવી મૈત્રી સાધવી, જગત્‌ની સૌ ક્લેશજનક પીડાઓમાંથી મુક્ત થઇ હૃદય હલવવાનું અપૂર્વ વિશ્રાંતિસ્થાન મેળવવું. એ લગ્ન, એ લગ્નનો હેતુ.

પણ કેટલાં લગ્ન આવાં અન્યોન્યને માટે વિશ્રાંતિસ્થાન બને એવાં હોય છે ? લગ્નથી ઉપજતાં દુઃખો, કંકાસો—દેખીતા કે છૂપા—અને ત્હેનાં ત્રાસજનક પરિણામ એ તો હજીયે ઘર ઘરની કથા છે. અને તેથીજ 'લગ્ન શા માટે' એ પ્રશ્ન પૂછી દેવાય છે.

લગ્ન ! કેવો સુન્દર મધુરો શબ્દ ! કોઇક કવિજન કહે છે સ્ત્રી પુરૂષનું લગ્ન તો સંસારના સૌ સુખોનું મૂળ છે ને જન્મોજન્મના પુણ્યવ્રતનું મંગલ ફળ છે. " લગ્ન એટલે પ્રભુતામાં પગલાં માંડવાં "—સંસારમાં સ્વર્ગ ઉતારવું. સંસારની સર્વ ઉપાધિઓને દૂર રાખનાર આત્માને ઉન્નતિ પથે દોરનાર અને અન્યોન્યની પ્રીતિ ગ્રંથીથી જીવનને અમોલું—જીવવા જેવું બનાવનાર લગ્ન નિવડે ત્હેનું નામ લગ્ન. પ્રીતિના અનંત પ્રવાહમાં હૃદયે હૃદય મળી જાય, બે આત્માનું ઐક્ય સધાય ને ઉભયનાં મન, હૃદય ને આત્મા અનુપમ શાંતિ ને તૃપ્તિ અનુભવે એનું નામ લગ્ન ને એજ લગ્નનો હેતુ.

લગ્ન એટલે, પ્રત્યેક સ્ત્રી પુરૂષે એક વાર ગૃહસ્થાશ્રમ ધર્મ સ્વીકારવોજ જોઇએ એ પ્રચલિત રૂઢીને અનુસરવા માટે—અનિચ્છાએ પણ—ગમે તે એકાદ વ્યકિત સાથે પરણવા ખાતર પરણવું એ નહીં ! લગ્ન એટલે અમુક ગૃહસ્થના છોકરાને કે છોકરીને પરણનાર કોઇ ન મળ્યું એમ વાતો થાય એ માટે ઉતાવળે લાકડે માંકડું વળગાડી દેવું એ નહીં. લગ્ન એટલે, કોઇ આશાભર્યા-શિક્ષિત યુવાનની ઉર્મિઓને ભસ્મીભૂત બનાવી ત્હેની અનેક અભિલાષાઓને કચડી નાખે એવી એકાદ સ્ત્રી સાથે ત્હેની મરજી વિરૂદ્ધ પણ ત્હેને બાંધી દેવો એ નહીં. લગ્ન એટલે કુસુમકળી જેવી કોમળ અને ભાવનાયુક્ત કન્યાઓને સંબંધીઓની સગવડ પ્રમાણે ગમે ત્યાં પરણી જવું પડે એ નહીં. લગ્ન એટલે અને જીવનનિર્વાહ ચલાવવાનો સહેલો અને સરળ માર્ગ નહીં; 'અબળા' કહેવાય છે માટે પુરૂષનું રક્ષણ મેળવવાની અત્યાવશ્યક જરૂરીઆત નહીં; કોઇ એકાદ કૂળનો નિર્વંશ જતો અટકાવવા માટેનું સાધન બનવાનું નહીં, લગ્ન એટલે સ્ત્રી હોવાના કારણેજ પુરૂષ મનાતી એકાદ ક્ષુલ્લક વ્યકિતની પણ સેવિકા બની રહેવું એ નહીં; ને—લગ્ન એટલે, સ્ત્રી પુરૂષનો માત્ર શારીરિક સંબંધ નહીં !

લગ્નની જરૂર સ્ત્રી પુરૂષ ઉભયને માટે શરીરસુખ કે વ્યવહારિક સગવડો કરતાં મન, હૃદય ને આત્માના અસ્ખલિત આનંદ ને શાંતિ માટે વધારે છે, લગ્નની જરૂર અન્યોન્યની સહાયથી મનુષ્ય જાતની સેવા સાધી શકાય ને પોતાના જીવનવિકાસ સાથે બીજાં અનેકનાં જીવન ઉન્નત

બનાવી શકાય એ માટે વધારે છે. એમ ન થાય, લગ્નથી આનંદ, શાંતિ, તૃપ્તિ મળવાં તો દૂર રહ્યાં પણ નિરંતરના ક્લેશ કંકાસ કે તીવ્ર મનોવ્યથામાં સ્ત્રી પુરુષ ઉભયને જીવન નિભાવવું પડે. જીવી નાખવું પડે તો એ લગ્નનું પ્રયોજન શું? અર્થહીન જેવો નિરર્થક—હાસ્યાસ્પદ લાગતો પ્રશ્ન ફરી પોકાર કરે છે; ત્યારે, લગ્ન શા માટે?

હિંદુ સમાજમાંથી બાળલગ્ન ને અયોગ્ય લગ્ન-કજોડાંનાં અનિષ્ટો દૂર કરવા માટે આજ સુધીમાં ઓછા પ્રયત્ન નથી થયા. લેખો, ભાષણો અને પરિષદો દ્વારા જેમનાથી જે બન્યું તે તેમણે કર્યું છે ને કરે છે. આ પ્રયત્નો છેક નિષ્ફળ પણ નથી નિવડયા. પણ પ્રત્યક્ષ લાભ જે કંઇ થયા હશે તે એટલા થોડા છે કે એથી રહેજ પણ સંતોષ માની શકાય એમ નથી. આ અનિષ્ટો ગામડાંના અશિક્ષિત વર્ગમાં અથવા હલકી મનાતી જાતોમાંજ પ્રવર્તે છે એમ પણ નથી. શહેરની કેળવાયલી અને ઉચ્ચ જાતિઓમાં પણ એનો સમુળો નાશ નથી થયો. હા,' બાળલગ્નો તેમનામાંથી સુભાગ્યે નાબુદ થયાં છે, પણ અયોગ્ય લગ્ન તો બંધ નથીજ થયાં એ વાત હિંદુત્વના કે સભ્યતાના જુઠ્ઠા સાલ્લા નીચે છૂપાવી છૂપાય એમ નથી.

પણ, આ લેખ પૂરો કરતાં પહેલાં એક ખુલાસો કરવાની જરૂર લાગે છે. લેખનો હેતુ દરેક લગ્ન-લગ્ન માત્ર અયોગ્ય હોય છે-થાય છે એ નથી; એમ હોઇ શકે પણ નહીં, અને એવું લખવાની ધૃષ્ટતા કરીને યોગ્ય લગ્નોથી સુખ-આનંદના હિંદોળે ઝૂલતાં સુભાગી યુગલોનો રોષ વ્હોરી લેવાને પણ હું બિલકુલ તૈયાર નથી! પરન્તુ, દુર્ભાગ્યે આપણો સંસાર એવાં સુવર્ણ લગ્નોથી ઝાઝોય ઝળકી રહ્યો નથી તેથી આ દુઃખદ અને કટુ સત્ય કહી દેવાય છે ને તેથીજ 'લગ્ન શા માટે' એ પ્રશ્ન ફરી ફરી ઉઠે છે

—જ્યોત્સ્ના શુકલ.

---

"આપણા લગ્નની ખુશાલીમાં એક મ્હોટી મીજબાની આપવાની મ્હારી ઇચ્છા છે. તે દિવસે તું બધી સ્ત્રીઓને આંજી નાંખજે ને બધા પુરુષોને મ્હારી અદેખાઇ આવે એવું કરજે."

"સુખ મેળવવા માટે આ બધી ધાંધલની જરૂર છે?"

Le gendre de M. poirier.

---

# ધર્મ પ્રત્યે ટેક.

લે. રા. ધીરૂ લાલભાઈ ઉમરવાડિઆ બી. એ.

'There was and has been an uninterrupted continuity' in the life of the ancient civilization of the Indo-Aryans showing that it possesses a strong vitality acquired in the course of ages through strenuous self exertion and hard self-culture.'

આર્યલોકોએ પોતાની અવનતિના સમયમાં અનહદ આર્યસહિષ્ણુતા બતાવી છે. hard self-torture. સહન કરવું એ જૂદી વાત છે; જીવત થવું એ બીજી છે છતાં આટલા ઉપર-થીજ પોતાની બધી પુરાણી સંપત્તિ પડી ન રહી હોય એમ બહુ ઉંડા અભ્યાસીઓ-યુનીવર્સિટી કે વિશ્વવિદ્યાલયનું ઉંચુ પ્રમાણ પત્ર ધરાવતા પ્રસિદ્ધ વિદ્વાનો-પણ માને છે. ફક્ત આટલા ઉપરથીજ એ લોકો ક્યાં સુધી મિથ્યાભિમાનને વશ થઇ શકે છે ત્હેનો એક નમૂનો નીચેના પરથી જણાશે.

મ્હોટી મ્હોટી પ્રજાના જીવનમાં સૈકાઓ સુધી પ્હોંચતા અધઃપતનો હોવાના પ્રમાણો ઇતિહાસમાંથી જડે છે. રોમની પડતી પછી એણે કંઇપણ ધ્યાન ખેંચે એવું પ્રાપ્ત કર્યું છે? યુરોપીય સંસ્કૃતિના રથનો સારથિ હજુ ગ્રીસ છે! પર્શીયાની જૂની મહત્તા ક્યાં છે? ઇજીપ્ત; બેબીલોનીઆ અને એસીરીયાની પણ ક્યાં છે? પેરૂ અને મેક્ષીકોની સંસ્કૃતિઓ પણ નષ્ટપ્રાય થઇ ગઈ છે આ બધાના જીવનની તમામ ચીણગારીઓ ભસ્મસાત્ થઇ ગઈ છે અને ફરી પ્રદીપ્ત કે ઉત્તેજીત થવી અશક્ય છે; પણ હિન્દનું જીવન તો કદાચ સંસ્કૃતિની ટેકરામાં ટેકરી ટોચપર હોય-કોઇ ધવલગીરિપરજ સદા સર્વદા બિરાજતું હોય! તેમ એની તમામ વિભૂતિ આર્યોએ યશોજ્વલજ ગણી છે!

ધર્મને લગતી બાબતોમાં પણ આવુંજ બન્યું છે અને બનવા પામે છે. અડગ ધૈર્ય અને શૌર્યથી, પોતાના તમામ જર્જરીભૂત મંતવ્યોને વળગી રહેવાનું સુધરેલા કે પછાત તમામ આર્યો પસંદ કરે છે. ગમે તે બાબતનું પૂછડું પકડી રાખવું એ આર્યતાનું તો એક ચોક્કસ અને ખીલવેલું લક્ષણ છે. ભર્તૃહરિના શ્લોક મુજબ

कदाचिदपि पर्यटन् शशविषाणमासादयेत्
न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥

આ જરા સખત શબ્દો છે. જો કે હમણાના જમાના માટે એ વાપરી શકાય. એક તરફ સ્વરાજ્ય, સ્વરાજ્યનાં શંખનાદ, વીરહાક કે બણગાં ફુંકાએ જાય છે ત્યારે પ્રજા બીજી તરફ કરે છે તે ફક્ત એટલુંજ કે રેસાતુર બની તેમાં પોતાનો સૂર મેળવવો. બીજી કોઇ રીતની તકલીફ ઉઠાવવા લોકો તૈયાર નથી.

રોમ કે ગ્રીસ કોઇ એક દિવસમાં બંધાયું ન્હોતું. જ્યાં ખરી Continuity નથી ત્યાં લોકો માને છે જ્યાં હોવીજ જોઇએ—to any real Self-Government ત્યાં લોકો અંતમાન પર આધાર રાખે છે આથી બીજી આર્ય વિચિત્રતા કે વિપરીતતા શી હોઇ શકે?

ધર્મ એ કોઇ ખાસ આર્ય એટલે આ દેશનોજ જાદુ નથી છતાં અહિંની પ્રજાને મન એ કોઇ હરેક રોગપર રામબાણ ઇલાજ હોય જેમ અમૃતાંજન અને બીજી કેટલીક quack દવાઓ દરેક રોગ પર અકસીર હોય છે તેમ કુદરતની એક તાસીર છે.

ધર્મની લાલસાના સંસ્કારો હજુ સુધી એટલા સચોટ છે કે અત્યારના કેળવણીકારો પણ ધાર્મિક શિક્ષણ આપો. ધર્મ વગર પૃથ્વી રસાતળ થતી જાય છે ઇત્યાદિ ચેતવણીના પુકારો ઉઠાવ્યેજ રહે છે. લોકો હજુ સુધી ધર્મથી ધરાયા નથી. આમાના ઘણાખરાને મન ધર્મ એ કોઇ ફીરસ્તો છે. open sesame ની માફક એ તમામ સ્વર્ગના દ્વાર ખુલ્લાં મૂકી દેશે. જે કોઇ કહે છે તે કંઇક આવું

આર્ય દેશની ધર્મ જાગ્રતિ તણો સમયનો ખ્યાલ કરો
અતિ બળીઓ વૈભવી ઉત્સાહી હતો હિન્દ જગનો હીરો

પછી તરત

આ સંસાર અસાર સુખમાં મનુજ ધર્મ ભૂલનો મનથી
ક્ષણભંગુર સંસાર સુખમાં અવર કાંઇ સુરતુજ નથી

વૈભવ અને ઉત્સાહ; નિઃસારતા અને ક્ષણભંગુરતા ! આ કેવી જાતના આદર્શો છે ? ઉત્સાહ અને ક્ષણભંગુરતાને વિરોધ હોય કે ન હોય પણ વૈભવ અને નિઃસારતાને તો છેજ. આવી રીતે આપણા તમામ આદર્શોમાં કદાચ પ્હેલા Continuity હોય પણ પૂર્વ પશ્ચિમનો યોગ થતાં તો રહી નથી.

' अति सर्वत्र वर्जयेत् એ કોઇ મહાપુરૂષનું વાક્ય છે. કોઇપણ ચીજમાં હદ ઉપરાંત આસક્તિ હિતાવહ નથી. ત્યારે હિન્દુ સંસાર કે જગત્‌માં તો 'જ્યાં જ્યાં નજર ઠરે' ત્યાં ધર્મની ધાકીજ ભરી મુકી છે. એ ઘેલછા દૂર ન થાય ત્યાં સુધી સંગીન વ્યવસ્થાના ખ્યાલો મૂર્ત સ્વરૂપમાં તો ઉતરી શકેજ નહિં અને કદાચ મનોદૃષ્ટિ સમક્ષ ખડા થાય તો તે પણ કોઇ સ્વપ્નવત સરી જવા માટે, જો પરમેશ્વરને ભજવા હોય તો તે પણ અમુક હદમાં નહિં તો ત્હેમને કંટાળો આવવાની દહેશત રહે છે. જો બહુ પ્રેમ હોય તો તેથી પણ કંઇ ફાયદો નથી પ્રેમ પણ એક જાતની ઘેલછાજ છે એમ કવિ શેક્સપીઅર પણ કહે છે. જો કોઇ સ્ત્રીને તમે ખૂબ ચ્હાતા હો તો જંગલ સેવવુંજ પડશે. ત્યાં જઇ કવિતા કરવી પડશે કે પછી દરેક સજીવ નિર્જીવ વસ્તુ પાસે ભીખ માંગતા પડશે ( हंस प्रयच्छ मे कान्ता गतिरस्या स्वया हृता , ત્યાં પણ કરીને બેસવાનું મળશે એમ ધારશો તો એક મોટી ભુલ છે. 'પાંદડીયે પાંદડીયે પ્રગટે પ્રિયતમનો અનુરાગ' કે

'અહો વિશ્વના દ્વાર ખુલ્યા ઉઘડ્યાં
અહો અવધુતને અક્ષયોગ મળ્યા'

એમ કદાચ માનશો પણ આ જીવનવન્તા જગતની દૃષ્ટિએ તો એવો યોગ એક અનહદ સ્વાર્થ સિવાય બીજું કશુંજ નથી.

'Here with a little bread beneath the bough
A flask of wine, a book of verse,
And thou beside me singing in the wilderness
•• Oh wilderness were Paradise enou."

નથી. સંસારી મનુષ્યોને કુદરતી અને મનુષ્યનિર્મિત આફતો ને જંજાળો વિવિધ સ્વરૂપમાં નિરંતર પીડયા કરે છે; ને એ પીડાઓ કોઇ કોઇક પ્રસંગે અતિ જ્ઞાની અને ધૈર્યશાળી વ્યક્તિઓને પણ ન છૂટે એવી મૂઝવણમાં લાવી મૂકે છે. આવે સમયે સ્ત્રી પુરૂષની મૈત્રી એ એકજ વસ્તુ એવી છે કે જે ગમે એવા વિષમ વાતાવરણમાં પણ ઘડીભર વિશ્રાંતિજનક, આહ્લાદકારી લાગે એ એકજ વસ્તુ એવી છે કે જેને લીધે ગમે એવી મહાન આપત્તિમાં પણ મનુષ્ય છેક નિરાધાર નથી બની જતું, સુખની થોડીક ક્ષણો એવી ને પામે છે જ્યારે દુઃખ કે વિપત્તિઓના અણુઓને પણ ત્યાં પ્રવેશ કરવાનો અધિકાર નથી રહેતો. એવી મૈત્રી સાધવી, જગતની સૌ કલેશજનક પીડાઓમાંથી મુક્ત થઇ હૃદય ઠાલવવાનું અપૂર્વ વિશ્રાંતિસ્થાન મેળવવું, એ લગ્ન, એ લગ્નનો હેતુ.

પણ કેટલાં લગ્ન આવાં અન્યોન્યને માટે વિશ્રાંતિસ્થાન બને એવાં હોય છે? લગ્નથી ઉપજતાં દુઃખો, કંકાસો—દેખીતા કે છૂપા—અને ત્હેનાં ત્રાસજનક પરિણામ એ તો હજીયે ઘર ઘરની કથા છે. અને તેથીજ 'લગ્ન શા માટે' એ પ્રશ્ન પૂછી દેવાય છે.

લગ્ન! કેવો સુન્દર મધુરો શબ્દ! કોઇક કવિજન કહે છે સ્ત્રી પુરૂષનું લગ્ન તો સંસારના સૌ સુખોનું મૂળ છે ને જન્મોજન્મના પુણ્યવ્રતનું મંગલ ફળ છે. "લગ્ન એટલે પ્રભુતામાં પગલાં માંડવાં"—સંસારમાં સ્વર્ગ ઉતારવું. સંસારની સર્વ ઉપાધિઓને દૂર રાખનાર આત્માને ઉન્નતિ પથે દોરનાર અને અન્યોન્યની પ્રીતિ ગ્રંથીથી જીવનને અમોલું—જીવવા જેવું બનાવનાર લગ્ન નિવડે ત્હેનું નામ લગ્ન. પ્રીતિના અનંત પ્રવાહમાં હૃદયે હૃદય મળી જાય, બે આત્માનું ઐક્ય સધાય ને ઉભયનાં મન, હૃદય ને આત્મા અનુપમ શાંતિ ને તૃપ્તિ અનુભવે એનું નામ લગ્ન ને એજ લગ્નનો હેતુ.

લગ્ન એટલે, પ્રત્યેક સ્ત્રી પુરૂષે એક વાર ગૃહસ્થાશ્રમ ધર્મ સ્વીકારવોજ જોઇએ એ પ્રચલિત રૂઢીને અનુસરવા માટે—અનિચ્છાએ પણ—ગમે તે એકાદ વ્યક્તિ સાથે પરણવા ખાતર પરણવું એ નહીં! લગ્ન એટલે અમુક ગૃહસ્થના છોકરાને કે છોકરીને પરણનાર કોઇ ન મળ્યું એમ વાતો થાય એ માટે ઉતાવળે લાકડે માંકડું વળગાડી દેવું એ નહીં. લગ્ન એટલે કોઇ આશાભર્યા-શિક્ષિત યુવાનની ઉર્મિઓને ભસ્મીભૂત બનાવી ત્હેની અનેક અભિલાષાઓને કચડી નાખે એવી એકાદ સ્ત્રી સાથે ત્હેના મરજી વિરૂદ્ધ પણ ત્હેને બાંધી દેવો એ નહીં. લગ્ન એટલે કુસુમકળી જેવી કોમળ અને ભાવનાયુક્ત કન્યાઓને સંબંધીઓની સગવડ પ્રમાણે ગમે ત્યાં પરણી જવું પડે એ નહીં. લગ્ન એટલે અન્ને જીવનનિર્વાહ ચલાવવાનો સહેલો અને સરળ માર્ગ નહીં; 'અબળા' કહેવાય છે માટે પુરૂષનું રક્ષણ મેળવવાની અત્યાવશ્યક જરૂરીયાત નહીં; કોઇ એકાદ કૂળનો નિર્વંશ જતો અટકાવવા માટેનું સાધન બનવાનું નહીં, લગ્ન એટલે સ્ત્રી હોવાના કારણેજ પુરૂષ મનાતી એકાદ ક્ષુલ્લક વ્યક્તિની પણ સેવિકા બની રહેવું એ નહીં; તે—લગ્ન એટલે, સ્ત્રી પુરૂષનો માત્ર શારીરિક સંબંધ નહીં!

લગ્નની જરૂર સ્ત્રી પુરૂષ ઉભયને માટે શરીરસુખ કે વ્યવહારિક સગવડો કરતાં મન, હૃદય ને આત્માના અસ્ખલિત આનંદ ને શાંતિ માટે વધારે છે, લગ્નની જરૂર અન્યોન્યની સહાયથી મનુષ્ય જાતની સેવા સાધી શકાય ને પોતાના જીવનવિકાસ સાથે બીજાં અનેકનાં જીવન ઉન્નત

બનાવી શકાય એ માટે વધારે છે. એમ ન થાય, લગ્નથી આનંદ, શાંતિ, તૃપ્તિ મળવાં તો દૂર રહ્યાં પણ નિરંતરનાં ક્લેશ કંકાસ કે તીવ્ર મનોવ્યથામાં સ્ત્રી પુરુષ ઉમયને જીવન નિભાવવું પડે. જીવી નાખવું પડે તો એ લગ્નનું પ્રયોજન શું ? અહીંજ પેલો નિરર્થક-હાસ્યાસ્પદ લાગતો પ્રશ્ન ફરી પોકાર કરે છે; ત્યારે, લગ્ન શા માટે ?

હિંદુ સમાજમાંથી બાળલગ્ન ને અયોગ્ય લગ્ન-કજોડાંનાં અનિષ્ટો દૂર કરવા માટે આજ સુધીમાં ઓછા પ્રયત્ન નથી થયા. લેખો, ભાષણો અને પરિષદો દ્વારા જેમનાથી જે બન્યું તે તેમણે કર્યું છે ને કરે છે. આ પ્રયત્નો છેક નિષ્ફળ પણ નથી નિવડયા. પણ પ્રત્યક્ષ લાભ જે કંઇ થયા હશે તે એટલા થોડા છે કે એથી સ્હેજ પણ સંતોષ માની શકાય એમ નથી. આ અનિષ્ટો ગામડાંના અશિક્ષિત વર્ગમાં અથવા હલકી મનાતી જાતોમાંજ પ્રવર્તે છે એમ પણ નથી. શહેરની કેળવાયલી અને ઉચ્ચ જાતિઓમાં પણ એનો સમુળો નાશ નથી થયો. હાં, બાળલગ્નો તેમનામાંથી સુભાગ્યે નાબુદ થયાં છે, પણ અયોગ્ય લગ્ન તો બંધ નથીજ થયાં એ વાત હિંદુત્વના કે સભ્યતાના જુઠ્ઠા સાળુા નીચે છૂપાવી છૂપાય એમ નથી.

પણ, આ લેખ પૂરો કરતાં પહેલાં એક ખુલાસો કરવાની જરૂર લાગે છે. લેખનો હેતુ દરેક લગ્ન-લગ્ન માત્ર અયોગ્ય હોય છે-થાય છે એ નથી; એમ હોઇ શકે પણ નહીં, અને એવું લખવાની ધૃષ્ટતા કરીને યોગ્ય લગ્નોથી સુખ-આનંદના હિંદોળે ઝુલતાં સુભાગી યુગલોનો રોષ વ્હોરી લેવાને પણ હું બિલકુલ તૈયાર નથી! પરન્તુ, દુર્ભાગ્યે આપણો સંસાર એવાં સુવર્ણ લગ્નોથી આખોય ઝળકી રહ્યો નથી તેથી આ દુઃખદ અને કટુ સત્ય કહી દેવાય છે ને તેથીજ 'લગ્ન શા માટે' એ પ્રશ્ન ફરી ફરી ઉઠે છે

—જ્યોત્સ્ના શુક્લ.

---

"આપણા લગ્નની ખુશાલીમાં એક મ્હોટી મીજબાની આપવાની મ્હારી ઇચ્છા છે. તે દિવસે તું બધી સ્ત્રીઓને આંજી નાંખજે ને બધા પુરુષોને મ્હારી અદેખાઇ આવે એવું કરજે."

"સુખ મેળવવા માટે આ બધી ધાંધલની જરૂર છે ?"

Le gendre de M. poirier.

---

# ધર્મ પરત્વે કંઈક.

લે. રા. ધીરૂ લાલભાઈ ઉમરવાડિઆ બી. એ.

'There was and has been an uninterrupted continuity in the life of the ancient civilization of the Indo-Aryans showing that it possesses a strong vitality acquired in the course of ages through strenuous self exertion and hard self-culture.'

આર્યલોકોએ પોતાની અવનતિના સમયમાં અનહદ આર્યસહિષ્ણુતા બતાવી છે. hard self-torture. સહન કરવું એ જૂદી વાત છે; વિજીત થવું એ બીજી છે છતાં આટલા ઉપરથીજ પોતાની બધી પુરાણી સંપત્તિ પડી ન રહી હોય એમ બહુ ઉંડા અભ્યાસીઓ—યુનીવર્સીટી કે વિશ્વવિદ્યાલયનું ઉંચુ પ્રમાણ પત્ર ધરાવતા પ્રસિદ્ધ વિદ્વાનો—પણ માને છે. ફક્ત આટલા ઉપરથીજ એ લોકો ક્યાં સુધી મિથ્યાભિમાનને વશ થઇ શકે છે તેહેનો એક નમુનો નીચેના પરથી જણાશે.

મ્હોટી મ્હોટી પ્રજાના જીવનમાં સૈકાઓ સુધી પ્હોંચતા અધઃપતનો હોવાના પ્રમાણો ઇતિહાસમાંથી જડે છે. રોમની પડતી પછી એણે કંઇપણ ધ્યાન ખેંચે એવું પ્રાપ્ત કર્યું છે? યુરોપીય સંસ્કૃતિના રથનો સારથિ હજુ ગ્રીસ છે! પર્શીયાની જુની મહત્તા ક્યાં છે? ઇજીપ્ત, બેબીલોનીઆ અને એસીરીયાની પણ ક્યાં છે? પેરૂ અને મેક્ષીકોની સંસ્કૃતિઓ પણ નષ્ટપ્રાય થઇ ગઈ છે આ બધાના જીવનની તમામ ચીણગારીઓ ભસ્મસાત્ થઇ ગઈ છે અને ફરી પ્રદીપ્ત કે ઉત્તેજીત થવી અશક્ય છે; પણ હિન્દનું જીવન તો કદાચ સંસ્કૃતિની છેલ્લામાં છેલ્લી ટોચપર હોય—કોઇ શ્વાસગીરિપરજ સદા સર્વદા વિરાજતું હોય! તેમ એની તમામ વિભૂતિ આર્યોએ યશોજ્જવલજ રાખી છે!

ધર્મને લગતી બાબતોમાં પણ આવુંજ બન્યું છે અને બનવા પામે છે. અડગ ધૈર્ય અને શૌર્યથી, પોતાના તમામ જર્જરીભૂત મંતવ્યોને વળગી રહેવાનું સ્પષ્ટ રેલા કે પછાત તમામ આર્યો પસંદ કરે છે. ગમે તે બાબતનું પૂછડું પકડી રાખવું એ આર્યતાનું તો એક મુખ્ય અને ખીલવેલું લક્ષણ છે. ભર્તૃહરિના શ્લોક મુજબ

कदाचिदपि पर्यटन् शशविषाणमासादयेत्

न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥

આ જરા સખત શબ્દો છે. જો કે હમણાના જમાના માટે એ વાપરી શકાય. એક તરફ સ્વરાજ્ય, સ્વરાજ્યનાં શંખનાદ, પીરહાટ કે બ્યુગાં ફુંકાયે જાય છે ત્યારે પ્રજા બીજી તરફ કરે છે તે ફક્ત એટલુંજ કે શ્રેતાતુર બની તેમાં પોતાનો સુર મેળવવો. બીજી કોઇ રીતની તકલીફ ઉઠાવવા લોકો તૈયાર નથી.

રોમ કે ગ્રીસ કોઇ એક દિવસમાં બંધાયું ન્હોતું. જ્યાં ખરી Continuity નથી ત્યાં લોકો માને છે જ્યાં હોવીજ જોઇએ—to any real Self-Government ત્યાં લોકો આસમાન પર આધાર રાખે છે આથી બીજી આર્ય વિચિત્રતા કે વિપરીતતા શી હોઇ શકે?"

ધર્મ એ કોઇ ખાસ આર્ય એટલે આ દેશનોજ જાદુ નથી છતાં અહિંની પ્રજાને મન એ કોઇ દરેક રોગપર રામબાણ પ્રયોગ હોય જેમ અમૃતાંજન અને બીજી કેટલીક quack દવાઓ દરેક રોગ પર અકસીર હોય છે તેમ કુદરતની એક તાસીર છે.

ધર્મની લાલસાના સંસ્કારો હજુ સુધી એટલા સચોટ છે કે અત્યારના કેળવણીકારો પણ ધાર્મિક શિક્ષણ આપો. ધર્મ વગર પૃથ્વી રસાતળ થતી જાય છે ઇત્યાદિ ચેતવણીના પુકારો ઉઠાવ્યેજ રહે છે. લોકો હજુ સુધી ધર્મથી ધરાયા નથી. આમાના ઘણાખરાને મન ધર્મ એ કોઇ ફીરસ્તો છે. open sesame ની માફક એ તમામ સ્વર્ગના દ્વાર ખુલ્લાં મૂકી દેશે. જે કોઇ કહે છે તે કંઇક આવું

આર્ય દેશની ધર્મ જાગ્રતિ તણા સમયનો ખ્યાલ કરો
અતિ બળીઓ વૈભવી ઉત્સાહી હતો હિન્દ જગનો હીરો

પછી તરત

આ સંસાર અસાર સ્વપ્નમાં મનુજ ધર્મ ભૂલનો મનથી
ક્ષણભંગુર સંસાર સ્વપ્નમાં અવર કાંઇ સૂઝતુંજ નથી

વૈભવ અને ઉત્સાહ; નિઃસારતા અને ક્ષણભંગુરતા! આ કેવી જાતના આદર્શો છે? ઉત્સાહ અને ક્ષણભંગુરતાને વિરોધ હોય કે ન હોય પણ વૈભવ અને નિઃસારતાને તો છેજ. આવી રીતે આપણા તમામ આદર્શોમાં કદાચ પ્હેલા Continuity હોય પણ પૂર્વ પશ્ચિમનો યોગ થતાં તો રહી નથી.

अति सर्वत्र वर्जयेत् એ કોઇ મહાપુરૂષનું વાક્ય છે. કોઇપણ ચીજમાં હદ ઉપરાંત આસક્તિ હિતાવહ નથી. ત્યારે હિન્દુ સંસાર કે જગતમાં તો 'જ્યાં જ્યાં નઝર ઠરે' ત્યાં ધર્મની યાદીજ ભરી મૂકી છે. એ ઘેલછા દૂર ન થાય ત્યાં સુધી સંગીન વ્યવસ્થાના ખ્યાલો મૂર્ત સ્વરૂપમાં તો ઉતરી શકેજ નહિં અને કદાચ મનોદૃષ્ટિ સમક્ષ ખડા થાય તો તે પણ કોઇ સ્વપ્નવત સરી જવા માટે, જો પરમેશ્વરને ભજવા હોય તો તે પણ અમૂક હદમાં નહિં તો ત્હેમને કંટાળો આવવાની દહેશત રહે છે. જો બહુ પ્રેમ હોય તો તેથી પણ કંઇ ફાયદો નથી પ્રેમ પણ એક જાતની ઘેલછાજ છે એમ કવિ શેક્સપીઅર પણ કહે છે. જો કોઇ સ્ત્રીને ત્હમે ખૂબ વ્હાલા હો તો જંગલ સેવવુંજ પડશે. ત્યાં જઇ કવિતા કરવી પડશે કે પછી દરેક સજીવ નિર્જીવ વસ્તુ પાસે ભીખ માંગવી પડશે (हंस प्रयच्छ मे कान्ता गतिरस्या त्वया हृता, ત્યાં પણ ઠરીને બેસવાનું મળશે એમ ધારશો તો એક મોટી ભુલ છે. 'પાંદડીયે પાંદડીયે પ્રગટે પ્રિયતમનો અનુરાગ' કે

'અહો વિશ્વના દ્વાર ખૂલ્યા ઉઘડયાં
અહો અવધૂતને બ્રહ્મયોગ મળ્યા'

એમ કદાચ માનશો પણ આ જીવનવન્તા જગતની દ્રષ્ટિએ તો એવો યોગ એક અનહદ સ્વાર્થ સિવાય બીજુ કશુંજ નથી.

'Here with a little bread beneath the bough
A flask of wine, a book of verse,
And thou beside me singing in the wilderness
Oh wilderness were Paradise enou."

(ઇરાનના સૂફીઓ પરમેશ્વરને પણ દારૂ સાથે સરખાવે છે) જો કોઇ સ્ત્રી ત્હમને ખૂબ ચ્હાતી હશે તો તે આદર્શ આર્યા 'નિશદીન જપીએ ત્હારૂં નામ' કરી પતિના નામની માળાજ જપ્યા કરશે. પછી ત્હમે એને ગૃહલક્ષ્મી બનાવવાની કે મીલ અને સ્પેન્સરના સિદ્ધાંતોનો ચેપ લાગ્યો હોય અને એથી પણ વિશાળતર ક્ષેત્રમાં એની સાથે સહધર્મચાર કરવાની આશા રાખતા હો તો તે નિરર્થક છે.

જંગલમાં હો કે જગતમાં–જનસમુદાયના વિશાળસિંધુમાં–પણ હું કોલો. તૂં કોલી જેવું જીવન ઉપયોગિતાને સરવાળે તો શૂન્યજ છે. 'બ્રહ્માંડ મધ્યબિન્દુ' એકમેકમાં જડે પણ જો સીમા ન હોય તો બ્રહ્માંડની પરિસમાપ્તિ પણ ત્યાંજ થઇ જશે. સદ્‌ભાગ્યે કુદરત પોતે કોઇ ધન્વન્તરિ અથવા ministering angelનું કામ કરે છે અને દૂરનાં ડુંગરની બધી મોહકતા ગુરૂત્વાકર્ષણ જેવા નિયમને આધારે એક પરપોટાની માફક શમી જાય છે અને કદાચ રસના કોઇ સિદ્ધાંતથી ટકી રહે છે–તો જોઇતી હદમાં એટલું ઠીક છે. જો આલબમ્યાં ઉપર બહુ પ્રેમ હોય તો ભંગવાનને ભજવા જેટલી નવરાશ પણ અશક્ય છે એક ન્યાયાધીશનો ન્હાનો છોકરો સ્ટેજ રડવા લાગ્યો એટલે કોર્ટ, કોર્ટની સાથે રહી તો પછી ધર્મ ઉપર બહુ આસક્તિ હોય તો એ શિવાયની તમામ બાબત પર દુર્લક્ષજ થશે–જો ધર્મ શિવાયની કોઇ વસ્તુ હોય તો–ઘણાખરા ધર્મ તો આસક્તિ કરતાં વિરક્તિનેજ એકનું સાધન ગણે છે તો ધર્મ પર આસક્તિ રાખવી એ પણ અધર્મજ છે સંસાર જો ભ્રમ છાબડું છે ઉંઘ કે સ્વપ્ન છે કે મિથ્યા છે તો ધર્મ પણ છે જો બ્રહ્મની પ્રાપ્તિ એકદમ કરવી હોય કે પરબ્રહ્મ સ્વરૂપમાં લીન થવું હોય તો ત્વરાથી સન્યસ્તદીક્ષા લો. ખાલી ભ્રમ રૂપી તિમિરથી બુદ્ધિને આવૃત્ત થવા દેવાનું કોઈ પણ પ્રયોજન નથી. 'સંસાર શું સરખા ન્હીને' મનને પરમાત્મા સ્વરૂપમાં પ્હોચ્યા હો રહેતા હો કે એ તેજનો અંબાર ત્હમને પોતામય કરી દેતો હોય એવું પ્રતિક્ષણ માનતા હો તો જૂદી વાત છે. મીરાંબાઇ જેવા દાખલાઓ મળે છે પણ ખરા પણ બહુ ડહાપણ અને ગાંડપણ વચ્ચે બહુ ફેર નથી એમ કવિ પોપ કહે છે. ગાંડાઓની ઇસ્પીટાલમાં એક સામાન્ય રોગ એ જોવામાં આવે છે કે દર્દીઓ પોતે ચક્રવર્તી રાજા હોય એમ માને છે અને વર્તે છે. એક અંગ્રેજ લેખક તો એમ પણ કહે છે કે આપણી હરતી ફરતી સૃષ્ટિનો બહુ મોટો ભાગ હજુ એવી ઇસ્પીટાલમાં સારવાર માટે મૂકવામાં આવતો નથી એ શોચનીય પરિસ્થિતિ છે. સારાંશ કે ધર્મની અતિ સત્યતાથી થતુ નુકશાન વાસ્તવિક અથવા વ્યવહારિક જગતમાં તો ઓછું થવુંજ જોઇએ. બીજાઓને માટે જંગલો તો છેજ [illegible]માં થોડી જૂદી ઇસ્પીટાલ બંધાવવી જોઇએ. દાનવીર શેઠ પ્રેમચંદ રાયચંદ જેવા ભવિષ્યનાં નરરત્નો એવી સંસ્થાઓ સ્થાપે તો જનસમાજને ઉપકારનાં એક અમેય સમુદ્રમાં ડુબાડી દે.

આપણો ગુર્જર કવિ અખો કહે છે કે 'નાર ન્હાનકી હવું પ્રસુત' અને કહે કે પ્હાણ શકે કેમ તરી. એ બિચારાએ તો કવી કવી કેડયા કાન ત્હોયે નાખ્યુ હજુ ભ્રમ શાન. ટુંકીશી છોકરી ને પ્રસ્થાનથીજ સત્તરમણનું પોટકું વળગાડશો તો ચાર ગાઉજ ચાલવાના વાંધા હશે પછી લાંબો અને ડગલે ડગલે ડુંગરવાળો પંથ તે એ શી રીતે કાપશે? ન્હાના માથા પર મોટી પાઘડી પહેરાવશો તો તે કદાચ શોભશે નહિં પણ ચાલી શકશે. ધંટીનાં પૈડાં જેવા દેખાતી ભાવનગરી પાઘડી રૂમણીય કે બહુ ખરી, પણ ઘંટીનાં પૈડાં જેટલો ભાર જો ખરેખર મૂકશો તો માથું પીલાઇ નહિં તો કચરાઇ તો જશેજ. પતંગ ચઢે છે કે નહિં ત્હેની ખાત્રી કર્યા શિવાય પંદર ફુટનું પૂછડું લટકાવશો તો તે ચગશેજ નહિં.

દુનીયાના તમામ ધર્મોનું ઉદ્ભવ સ્થાન એશિયા ખંડ છે. ધર્મની ગંગા એશિયામાંથીજ વહેતી હતી અને પૃથ્વીના અંત સુધી વહેશે. એશીયાખંડે ધર્મના તાજવાની દાંડી પકડવાની કુશળતા જગતને બતાવી ન હોત તો અત્યાર પૂર્વે કયારનો પૃથ્વીનો બીજો બધો ભાગ ભુકો પડી તમામ અણુઓ પરમાણુઓ થઈ ગયા હોત અને કદાચ ત્હેમનું અસ્તિત્વ હોત તો તે પણ પચ્ચોતેર કે ચોર્યાશી વસ્તુઓનાં રૂપમાં ને પ્હેલાં તો કદાચ ગોળાનો બીજો બધો ભાગ એકદમ ખરી પડત અને આ બ્રહ્માંડ નિમન્ત્રણા અથવા soiar systemમાંથી ચલિત થઇ બીજા તારાઓપર પડી કેટલાકને કચરી નાંખ્યા હોત. હિન્દુસ્થાન એ એશિયાનું હૃદય છે એટલે જે કંઇ ગતિ મળે તે ત્યાંથીજ હોઇ શકે. વેદાન્તનું દુધ જો એણે ખંડખંડને પાયુ ન હોત તો કોઇ પણ પ્રજાનો ઉછેર અશક્ય હોત આ વિગતોમાં કદાચ અમુક–જુજ અંશે–સત્ય હશે અને દલીલ ખાતર સ્વીકારીએ કે અક્ષરશઃ ખરી છે પણ તેથી કોઇ રીતનો શુકરવાર સંભવે છે? જે પ્રજા પોતાના ધ્યેય તરીકે અહંભાવને જડમૂળથી ઉખેડી નાંખે છે. જે પ્રજા હંમેંશા બોધ પણ એકંદરે આવાજ પ્રકારનો આપે છે તે સર્વોત્કૃષ્ટ કોઇ કાળે હોય તો પણ અત્યારે અને આ બાબતમાં તો ખાસ કરીને પોતાની વિપરીત સ્થિતિનું સચોટ દિગ્દર્શન કરાવે છે. થોડે અંશે ખરા અને બહુ મોટે અંશે માની લીધેલા ભૂત ગૌરવની પુનરોક્તિ પરંપરાથી સામુ વાતાવરણ બધું કલુષિત કરી મૂકે છે.

અહિંનું વાતાવરણ તો ધર્મની ઉત્પત્તિ માટે અનુકૂળ છેજ પણ હવાપાણી પણ આ તથા બીજી બાબતમાં આપણને મહત્તા અર્પી રહે છે. એક અંગ્રેજ ઇતિહાસકાર તો પ્રથમ ગ્રાસેજ મક્ષિકા અથવા શરૂઆતથીજ નિરાશાનો ધ્વનિ રેલાવી રહે છે એના શબ્દો બરોબર યાદ નથી પણ ભાવાર્થ કંઇક નીચે મૂજબ છે.

'This unfortunate country it appears from all its past hitherto known has always been a prey to foreign .domination. Other virile races from the north invaded it from time to time, had both rigour of physique and freshness of 'mutality and lost gradually in both when they settled down permanently until other such racos invaded it again.'

સ્વરાજ્યની લાયકાત તો આ દેશનાં લોકોમાં હતીજ નહિ એમ આવી આવી બાબતો ઉપરથી લેખક દ્રઢતાથી પ્રતિપાદન કરે છે. જે કંઇ એવી શકિત કે વ્યવસ્થા દેશને મળી તે પ્હેલાં ઉત્તર ધ્રુવમાંથી ઉતરી આવેલા આર્ય લોકોનાં ટોળાંને પ્રતાપે ત્યારબાદ જે થોડા તરાપ મારી બેઠા ત્હેમને લીધે; અત્યારે પાશ્ચાત્ય અંગ્રેજ પ્રજાનાં હડહડના જડવ નથી.

ધર્મની બાબતમાં હવાપાણી કેટલો ભાગ ભજવે છે ત્હેનું શાસ્ત્રીય નિરૂપણ કોઇ સમર્થ દવા શાસ્ત્રી કરે તો ઉપયોગી થઇ પડે એ નિઃશંક છે પરંતુ અસર તો કરતાંજ હોવાં જોઇએ. અંગ્રેજ લોકો જડવાદી થવાનું પસંદ કરે છે ત્હેનું એક કારણ તેમને કામ કરવાનું ગમે છે. આપણને તો આપણા પૂર્વજો રેતીની ઘડીઆળ ગમતા તેજ ઠીક થઇ પડે મીનીટ મીનીટનું ધાંધલીઉં જીવન આપણને પાલવે તેમ નથી. જે લોકો આજે છે તે લોકો ઘોરમાંથી ચ્હડી આવતા લાગે છે. અંગ્રેજ લોકોને પણ તબીયત સુધારવા વખતોવખત રજા લઇ ઘેર જવું પડે છે. પાશ્ચાત્ય રીતિઓના અંધ અનુકરણથી આપણી સ્થિતિ એકંદરે શારિરીક સંપત્તિમાંતો સુધરતીજ

ગઈ છે! જો કોઈ સો વર્ષ જીવનાર અત્યારની સમાજમાંથી મળે તો આપણું અહો ભાગ્ય સમજવું. ઉન્હાળાની ઋતુમાં જ્યારે પૃથ્વી બળુંબળું થઈ રહેતી હોય ત્યારે, ઘરના એક ખૂણામાં ભોજન પછી એક ઝોકું કે નેપ સ્વર્ગીય લ્હાણુ છે. આપણો ઝાડપાલો વડ લીમડો ઇત્યાદિ તાપને અમૂક અંશે નિવારે છે પણ તેથી સ્નાયુઓ શિથિલ થાય છે ઉત્તેજીત નહિં. એટલે એકંદરે સુખ, શાન્તિ, પૃથ્વીપર સ્વર્ગ કે પછી ભયંકર વિરાગ એજ આપણા જીવનના પ્રેરક તત્વો છે. મ્હોટે ભાગે વિરાગ પણ શું સૂચવે છે? અમૂક અંશે શિથિલતા એશ આરામની શોધ. જે બાવાઓ પોતાની જાતને રીબે છે—કેટલાક ભીષ્મની માફક બાણની શૈયા કરી સુએ છે બીજા ઘોડાની સાંકળોથી શરીરપર પ્રહાર કર્યે જાય છે તે બધું ભૂલ ભરેલા મોક્ષ વિગેરે ખ્યાલોથી કરે છે જો 'ભીમને માથે ભથ્થ' ન હોય તો પેટ પૂરતું ખાવાનું અને કોઈ સ્વર્ગમાં હિંચલાવતું નિવાસ સ્થાન ને જીંદગી એક શાંત વ્હેતુ ઝરણું છે. ઘડી નહિં પણ જીવનભર કોડી દેવી ધડમ-ધલ અહિંના જગતની મુજબ એક મ્હોટી ભડકાવે એવી સંખ્યા આખુંએ જીવનવ્યતીત કરે છે. સદ્‌ભાગ્યે એ લોકોમાં સંસ્કારને અભાવે રસનો આનંદ અનુભવી વ્યક્ત કરવાની શક્તિ નથી નહિ તો આપણા સાહિત્યમાં એક કલાપિજ ન હોત પણ બીજા સેંકડો વર્ડઝવર્થો આપણા સાહિત્યને આપણા ધર્મની માફક કોઈ અસ્પૃસ્ય આસ્માનમાં બહેકાવી દેત. વિધિની વિચિત્રતાથી કલાપિ પણ જે કંઈ લવારા કરતાં શિખ્યો તે વર્ડઝવર્થનાં સહેવાસથી. જો વર્ડઝવર્થ અહિં જન્મયો હોત તો એ 'નેચર્સ હાઇમીસ્ત' અથવા કુદરત શિખવતો મહાગુરૂજ ન હોત પણ કુદરતના ખોળામાં અહર્નિશ માથું ઝુકાવતો કોઈ નિદ્રસ્થ મહાયોગી. લવારા કોણ કરે છે? અધુરા ઘડા. કવિઓ કોણ થઇ ગયા જીંદગીથી સ્હેજ સ્હેજમાં કંટાળતા. આખા જગતના સાહિત્યમાં સનમની શોધ કોણ કરે છે? જે લોકોથી સનમ દૂર ન્હાસતી ફરે છે તે. અહિં તો હંમેશની 'કુમારી કન્યા કુદરત' વરમાળ લઇને પ્રત્યેકને ગળે પહેરાવવા તૈયારજ છે એટલે દમયન્તીના સ્વયંવર કાળે આવેલા રાજાઓની માફક ચિંતા ગ્રસ્ત થવાનું પ્રયોજન નથી પણ હિચકારાપણું છે. 'કુમારી કુદરત ત્હને એ કન્યા ત્યાં પરણશે' જીવનના કડવા ઘૂંટડાં કે ઝેર હલાહલથી ચેતન દગ્ધ ભર્યું દરિયો તો કોઇ વીરલજ હોય છે. બાકી બીજા બધા તો વિરાગને હાથે કરી હોરી લે છે. ખુદ ગૌતમ બુધ્ધ પોતે પણ. ગૃહસ્થાશ્રમ ધર્મ તો સન્યસ્તાશ્રમમાં પ્હોંચવાની તૈયારી છે. જોએ પગથીઆ વગર જઈ શકો તો સોનાં કરતાં કંઈ પીળું નથી. છેલ્લા સેન્સસ રીપોર્ટ મુજબ કેટલા બાવાઓ છે? આવતી ગણત્રી વખતે બીજા કેટલા થશે ત્હેનો વર્તારો કોઈ જ્યોતીષી કહાડશે.

ખરી રીતે અહિંની ગરમ હવા આર્યલોકોને વર્જ્ય છે અને હોવી જોઇએ. અહિં ઉતરી આવેલા આર્યોને જો કોઇ હવા સ્વાસ્થ્ય માટે જરૂરી હોય તો તે હિમાલયની છે આટલા ગરમ પ્રદેશમાં તો એ લોકો ચિત્તભ્રમ વાયુથીજ પીડાય છે. દુર્ભાગ્યવશાત્ દક્ષિણ ધ્રુવ તરફ તે લોકો પ્રયાણ કરી શકત એ એ લોકો ભૂલી ગયા હોય એમ લાગે છે. જો એમણે પોતાની ખોપરી જોવીને તેવીજ રાખવી હોત તો તેમજ કરવું હતું. આઠ ફુટ લાંબા ધરાનીઓમાનાં કેટલાક દોઢ વેંતના પણ થઇ ગયા છે. પાશ્ચાત્ય આર્યોએ તો ત્યાં જવું શરૂ પણ કરી દીધું છે. કમમાં કમ ગરફની પૂજા તો ત્હેમણે કરવીજ હતી. પૂનર્દંપ વસ્તુઓ અપમાન સહન કરેજ નહિં એટલે ઘણું કરી કંઈ શિરોદેશે પ્રહાર કર્યો હોય કે ગમે તેમ પણ શી બહિરુષ્ણતા દર્દ કરવાને બદલે ઉલટાં હજુ સુધી એક નવીન પ્રકારનાં શીતજ્વરોત્પાદક જંતુઓ ત્હેમને સતાવે છે. સાપ અને, ખાસ કરી

ગની મહત્તા તો ત્હેમને સ્વીકારવીજ પડી છે. નાગની ફેણ એ કલાની દૃષ્ટિએ મૂર્તિમંત લાવણ્ય. એનો ડંશ સૌથી મધુર છે કે કેમ ને તો એ અદ્‌ભૂત ચમત્કૃતિનો રસાસ્વાદ જેમણે કર્યો ય ત્હેમને તેડાવી કે પૂછાવી મંગાવીએ તો ખબર પડે. આપણા કૂનો ત્યાં સુધી જઇ શકશે? ગ્યેજ. પણ જો એ જાણવાની આશાજ હોય તો વાસના રાખો એટલે સીદ્ધિ થશે એ મદદ-ાગ્ય જો સ્વર્ગજ દફતરે તમારા નામપર એક પુણ્યનો મહા સંચય જમે હશે તોજ પ્રાપ્ત થશે. ાડી 'ફોકટ ફાંફાં મારે મૂરખડા ભરે આભણું બાથ!'

નાગ એ ગુમાન છે. માથાપર મણિ હોય કે ન હોય પણ કલાના એ અંશનું અનુકરણ ાયોએ અનાયાસે કર્યું લાગે છે. કહેવત છે કે સંગ ત્હેવો રંગ. નહિનો, આર્ય, અનાર્ય, ાહ્મણ, અબ્રાહ્મણ, અધિકારી, અનધિકારી ઇત્યાદિ અર્થવિહીન આપ્તરંગો હજુસુધી આર્ય હોદધિમાં ઉછળતાં ન હોત. ધર્મનું વિશિષ્ટ અંગ પૂજકભકિત ત્હેનો પણ વિકાસ આ બાબ-માં નથી થયો એવું નથી. ખૂદ ભગવાન્ શેષનાગપર વિરાજે છે. રજ્જુને બદલે આર્ય ઉદધિનું ંથન કરવામાં વપરાયો હતો. નાગપાંચમનો તહેવાર પણ આવે છે. શિવજી તો વળી એને ાકેજ રાખી ફરે છે. ધર્મસાહિત્યમાં તો છૂટથી એનો ઉપયોગ થયો છે. ખાસ વ્યાસમૂનિના રમાં સાપ મનુષ્યવાચા બોલે છે ( **ततः कर्कोटको नागः शान्ययन् नलम ब्रवीत्** ઇત્યાદિ) ાગકન્યાઓ ઇત્યાદિ પણ આવે છે કેટલીક મનુષ્યના જેવી હોય છે અને મનુષ્યને પરણે છે ણ ખરી. ગુજરાતના મધ્યકાળના કવિઓએ તો કલ્પનાના ઘોડાજ દોડાવી મૂકયા છે. સાધારણ ાહિત્યમાં પણ એ વંશ શ્રેષ્ઠ છૂટથી પ્રશસ્તિ પામ્યો છે. સાપ ગયા અને લીસોટા રહ્યા કહીને ુર્વજો પ્રત્યેનું ઋણ યથોચિત ફેડી શકાય. સિંહમૂછ. બોરિંગમણિથી સતી સ્ત્રીની અને તેટલા માટેજ આર્ય સ્ત્રીની મહત્તા સ્વીકારી શકાય. સ્ત્રીના મોહક કેશકલાપને કાળી નાગણની ઉપમા મળે છે

જો કોઇના ગુણનું ગાન થાય તો ત્હેની અસર તેટલેથી અટકતી નથી. અવાજનાં મોજાં બને છે. તેમાંથી સૂક્ષ્મ જંતુઓ પાકે છે અને ત્હેનો એક શ્વેતબિંદુ રામેશ્વર બને છે. પ્રભુના ગુણ ગાવાનો પણ આજ મહિમા છે. નાદબ્રહ્મ દ્વારા પરમ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે જો હૃદયની સંલગ્નતાથી ગાન કર્યું હોય તો ભકત હૃદયની ભીડ ભાંગવા ભગવાન્ પોતે વિમાનદ્વારા પધારે છે કે પછી પૂલવાટે પણ પધારતા હોય. ભીડુ મ્હારી ભાં...ગજો હો...જી.

ભલે આર્યો રૂઆં કુઆં થઇને ગમે તેટલી ધાર્મિક લડત ચલાવે તોપણ આસપાસનાં આવ-રણો અને આબોહવાથી જો સર્વાંશે મુકત રહી શકવા શકિતમાન્ હોત તો તે શ્વેતો અને દેવમાં બહુ ફેર નથી—જેમ કેટલાક અડધા મનુષ્ય અને અડધા ઘોડા એવા માણસો હોય છે તેમ. પોતાની દેવ ભાષા તો ગુમાવીજ બેઠા છે. વળી **अमत्यं वद, धर्म चर** રૂપી રૂઢ થયેલો સિદ્ધાંત જહેને લોકો પૂર્વે અનાર્યજુષ્ટય યથા વર્તવાનું કહી હસી કહાડતા તે તો ગમે તે કારણ સર સર્વ પ્રમાણિત છે એમ સંસર્ગમાં આવતા પાશ્ચાત્યો હજુ સુધી પોકારે છે. An Indian is a liar એ જાણે Universal truth હોય એમ એ લોકો માનતા. કદાચ આર્યોએ ત્હેમને પૂરતું કારણ આપ્યુંજ હશે એમ ધારવું હોય તો ધારી લો. ખાસ કરીને જહોન બુલની સ્થુલ બુદ્ધિએ તો કહેતી રૂપ છે. એટલે એ જે કાંઇ સ્વીકારે તે સંપૂર્ણ ચોકસાઇ પૂર્વકજ.

---

# ગ્રામ્યજનોનો દેશવટો.

[ રાજ્ય અને સમાજના જુલ્મી કાયદાઓથી ત્રાસેલા સહૃદય જીવો આ સાદા રાસનો રસ ઝીલી શકશે ! અધિ. ]

હોડીવાળા હોડી તારી હંકાર
રહેવું નથી મ્હારે રાજાજીના રાજમાં.
થાવું હમે ધાર્યું હવે દેશપાર
રાખ નહિ રાજાજીના આ રાજમાં.

તને હોડીમાં જાર ભરી આપશું,
તને શેરડીઓ ઉજળે બંધાવશું,
તને દેઇશું દૂધાળાં ઢોર,
રાખ નહિ રાજાજીના આ રાજમાં. ૧

તું એ ઢોર ઢાંકર સંભાળજે,
સની ઝુંપડીનાં ઝાડ સંભાળજે,
ભાઇ! નોધારાંને કરીશ ન ઘાવ.
રાખ નહિ રાજાજીના આ રાજમાં ૨

અમો ખેડુનતું દીધું એ મૂલ રે,
ભાઇ! રહેજે ફરી લે કબુલ રે,
લઇ જાવું પરદેશ દૂર દૂર.
રાખ નહિ રાજાજીના આ રાજમાં. ૩

અલ્યા દેશ એવે સંગારજે,
જહિં માણસોના નહિ રાજરે,
જહિં માણસોના નહિ ત્રાસ,
રાખ નહિ રાજાજીના આ રાજમાં. ૪

તહિં ભૂખા સૂકા દિન ગાળશું,
વાઘ વરૂ સંગાથ ઉંઘ કાઢશું,
પણ નહિ માનીશું માણસોના રાજ,
રાખ નહિ રાજાજીના આ રાજમાં. ૫

તહિં સૌના ધરમ સૌ પાળશે,
તહિં ગુલામડા છૂટા થશે,
તહિં થાશે પરમેસર રાજ,
રાખ નહિ રાજાજીના આ રાજમાં. ૬

પ્રીતમલાલ મજમુદાર.

લાગ્યાં. નિદ્રસ્થ પક્ષીઓએ અચાનક જાગ્રત થઇ આનંદ કલ્લોલ કર્યો. કમલના ફુલે જલમાં એક ડુબકી મારી, અને પછી-મૃણાલતંતુશાંમૃદુ વસ્ત્ર સમારતી એક લાવણ્યમયી સુંદરી જલમાંથી બ્હાર નીકળી.

શ્રીકૃષ્ણનું હૃદય હર્ષથી ઉછળી રહ્યું. કમલની પુત્રી તરફ જોઇ ધ્રુજતા સ્વરે ત્હેમણે કહ્યું: " બાલા! પહેલાં તું કમલનું નિર્જીવ પુષ્પ હતી; હવે કમલની સજીવ પુત્રી બની છે. બોલ, કંઇ વાત કર. "

કમલ કુમારીએ નમન કરતાં પોતાના હોઠ ઉઘાડયા, ને હવામાં અજબ પરિમલ પ્રસરી રહી. ત્હેણે કહ્યું: " મહારાજ! આપની ઇચ્છાથી હું ઉત્પન્ન થઇ છું; આપની આજ્ઞા પ્રમાણે હું વર્તીશ. કૃપા કરીને કહો; હું કયાં નિવાસ કરૂં ? "

ચંદ્ર તરફ દૃષ્ટિ રાખી શ્રીકૃષ્ણ બોલ્યા: " કુસુમોદ્યાનમાં. "

" ના, મહારાજ! તોફાની પવન ત્યાં તો બહુ મસ્તી કરે છે. "

" ત્યારે પર્વત શીખરોપર સુખથી રહી શકીશ ? "

" રે! બરફની શીતળતાથી મ્હારૂં હૃદય કંપી ઉઠશે. "

" ઠીક, સમુદ્રના ભીતરમા તું રહેજે; હું ત્હારે માટે ત્યાં એક મહેલ તૈયાર કરી દઇશ. "

" સમુદ્રના ભીતરમાં ? " બાલાએ ચમકીને પુછયું.-' એ અમાપ્યા ઉંડાણમાંનો મહેલ મ્હારે શા ખપનો ? "

મૃદુ સ્મિત કરી શ્રીકૃષ્ણએ પુછયું: " સુંદરી! ત્યારે તું કયાં રહેશે; હિમાલયની ગુફાઓમાં ? "

કમલ કુમારીને સર્વાંગે ઘામ છૂટયો ભયભિત સ્વરે કંપતાં કંપતા ત્હેણે કહ્યું. " ના, ના, એ શીહા અંધકારમાં મ્હારાથી નહીં રહેવાય. "

" કમલના ફુલની પાસે, જળ ઉપર ? "

" પણ ત્યાં મ્હારાં વસ્ત્ર ન ભીંજાઇ જાય ? "

" નિર્જન વનમાં ? "

" એવા એકાંતમાં એકલી કેમ રહી શકું ? એથી તો મ્હારૂં લોહી નાડીઓમાં ઠરી જશે, "

શ્રીકૃષ્ણનું ચિત્ત ઉદાસ થઇ ગયું. મસ્તક પર હાથ ફેરવતાં એકાદ ક્ષણ તેઓ વિચારમાં બેસી રહ્યા ને પછી પોતાની વાંસળી કાઢી વગાડવા માંડી.

રાત્રી વીતી ગઇ, સૂર્યનાં કીરણો જલપટ પર નાચવા લાગ્યાં; સરોવરનું જળ, તાડનાં પાતરાં વૃક્ષવાસી પક્ષીઓ નિદ્રામાંથી જાગી ઉઠયાં-જાણે પ્રકૃતિમાં નવજીવન આવ્યું!

પ્રકૃતિનું આ દ્રશ્ય નિહાળતા શ્રીકૃષ્ણ બોલ્યા, " કવિ આવે છે. "

સરોવરના સ્વચ્છ જલપર એક લાંબી છાયા નજરે પડી. વાયુમાં કોઇની મસ્તીથી ભરેલ તાન ગુંજવા માંડયું. હરિયાળા ઘાસપર કોઇનો હળવો પગરવ સંભળાયો અને થોડે દૂર એક નવયુવક હાથમાં વીણા લઇ આવતો દેખાયો.

શ્રીકૃષ્ણએ ત્હેને જોયો ને ફરી બોલ્યા " એજ કવિ. "

કવિ સમિપ આવ્યો-એક બીજો સૂર્ય ઉદય પામ્યો. ત્હેણે કમલ કુમારીને દીઠી ને વીણા ત્હેના હાથમાંથી સરવા માંડી, ત્હેના પગ જમીનમાં ચોંટી ગયા, જાણે કોઇએ બેડીથી ત્હેને જકડી

લીધો! શ્રીકૃષ્ણએ કમલના ફુલની સજીવ સુન્દરી બનાવી હતી, સુન્દરીના અનુપમ લાવણ્યે કવિને આશ્ચર્યમુગ્ધ કરી દીધો.

શ્રીકૃષ્ણએ હસીને કવિને પૂછ્યું " કવિ! શી સ્થિતિ છે ?"

કવિએ સાવધ થતાં વીણા સંભાળી લીધી અને શીર નમાવી ઉત્તર દીધો, " હું પ્રેમ કરું છું; પ્રેમના પદ બનાવું છું ને પ્રેમના ગીત ગાઉં છું......મહારાજ! મ્હારા જીવનની એક એક ક્ષણ પ્રેમને સમર્પિત થઇ ચૂકી છે." બોલતાં બોલતાં કવિએ તૃષાતુર નયનોએ કમલ કુમારી તરફ જોયું ને એક દર્દભર્યો નિસાસો નાંખ્યો.

શ્રીકૃષ્ણ ક્ષિમા થઇ ગયા, કમલ કુમારી તરફ સસ્મિત વદને જોતાં હ્હેમણે કહ્યું. " સુન્દરી! ત્હારે માટે સ્થાન મળી ગયું છે."

" ક્યાં ? "

કવિનું કાળજું ધડકવા લાગ્યું, શ્રીકૃષ્ણએ કહ્યું."આ કવિના હૃદયમાં–જા ત્યાં જઇને રહે."

કવિએ શીર નમાવ્યું, હ્હેની વીણાના તારોમાંથી અપૂર્વ ઝણકાર થયો. વાતાવરણ સંગીતમય બની ગયું.

કમલ કુમારી સૌન્દર્યના કટાક્ષ ફેંકતી આગળ વધી, ને કવિના હૃદયમાં હ્હેણે પ્રવેશ કરવા માંડ્યો. સૌન્દર્યનો આ અપૂર્વ યોગ શ્રીકૃષ્ણ આનંદભીના હૃદયે જોઇ રહ્યા;—પણ, એકાએક કમલ કુમારી પાછી હઠી ગઇ. ત્હેના ચ્હેરા પર કોઇ ભયકર દૃષ્ય નિહાળ્યું હોય એવા ભાવ ખડા થતા હતા. ત્હેનું આખું શરીર અકલ્પ્ય ભયથી ધ્રુજતું હતું.

શ્રીકૃષ્ણએ સખેદ આશ્ચર્યથી પૂછ્યું " શું ત્હને ત્યાં પણ ડર લાગે છે ?"

કમલ કુમારીના નેત્રોમાંથી ખળખળ આંસુ વ્હેવા માંડયાં, ગદ્‌ગદિત કંઠે ત્હેણે કહ્યું. " આ શું કર્યું ત્હમે? મહારાજ! મ્હારે માટે આવું સ્થાન ત્હમે પસંદ કર્યું ? આ કવિનું હૃદય ? અરે! ત્યાં તો ગગનભેદી પર્વતોના બરફાચ્છાદિત શૃંગો, સમુદ્રનાં ઉછળતાં મોજાં ને ત્હેના ઉંડા ઉંડાણમાંની ભયાનક ખોલો, જનશુન્ય વનપ્રદેશને હિમાલયની અંધકારપૂર્ણ ગુફાઓ સર્વ કંઇ હાજર છે. હાય! હું ત્યાં કેમ રહી શકીશ ?"

" બ્હી ના, સુન્દરી!" શ્રીકૃષ્ણએ ત્હેને આશ્વાસન આપતાં કહ્યું; " ત્યાં બ્હીવા જેવું કંઇ નથી. તું સુન્દરી છે, ત્હારૂં આસન કવિનું હૃદય છે. જો ત્યાં હિમ હોય તો તું સૂર્ય બનીને ત્હેને પીગલાવી દે. ત્યાં સમુદ્રની ખીણો હોય તો તું મૌક્તિક મણી બની ત્હેને સૌન્દર્યથી ભરી દે. ત્યાં વનપ્રદેશની ભયાનક શૂન્યતા હોય તો ત્હારા મધુર સંગીતથી વનવગડાના અણુએ અણુમાં રસ-ચૈતન્ય જગાવ, સૃષ્ટિ સમસ્ત ત્હારા સંગીતસૂર સાથે થનગન થનગત નાચવા લાગશે રે! કદાચિત્ ત્યાં અંધકાર હોય તો તું દીપક બની જા, સુન્દરી! અંધકાર દૂર થઇ જશે; જા, સુન્દરી! જા ત્હારૂં સ્થાન કવિના હૃદયમાંજ છે!"

કમલ કુમારી આ વાતનો ઇન્કાર ન કરી શકી...કવિના હૃદયમાં હજીયે તે વસે છે.

* હિન્દી પરથી.

# સાભાર સ્વીકાર.

હાજી મહમ્મદ સ્મારક ગ્રંથઃ પ્રકાશક રવીશંકર મહાશંકર રાવળ ૪૪૮૦ રાયપુર અમદાવાદ મૂલ્ય રૂા. ૬ પોષ્ટેજ જૂદું.

સ્વ. હાજી મહમ્મદનું નામ ગુજરાતને ઘેર ઘેર જાણીતું છે. 'વીસમીસદી' દ્વારા એમણે બજાવેલી સેવાની કદર રૂપ આ ગ્રંથ સદગતના મિત્ર અને પ્રસિદ્ધ ચિત્રકાર રા. રાવળ તરફથી થોડાક વખત પર બ્હાર પાડવામાં આવ્યો છે. આટલી ટૂંકી નોંધમાં પુસ્તકની ખૂબીઓ વિષે સવિસ્તર વર્ણન શકય નથી પરંતુ પુસ્તકની ઘટનામાં કલાની એટલી ઝીણવટભરી દૃષ્ટિ માલુમ પડે છે કે પુસ્તક કલાના એક સુંદર નમુના રૂપ છે.

એક ચિત્રકાર તરફથી પ્રસિદ્ધ થતા ગ્રંથમાં કેટલાક ભભકથી આંજી નાંખતા ચિત્રોનીજ આશા કે અપેક્ષા રાખે એ બનવાજોગ છે અને પ્રમાણમાં ત્હેમને નિરાશ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય પરંતુ ચિત્રોની યોજના આ ગ્રંથમાં એટલી પ્રમાણ પુરઃસર છે—ન્હાની ન્હાની બાબતોમાં પણ એટલી ખંતથી કામ થયું લાગે છે કે આ ગ્રંથમાં આથી વધુ ચિત્રો ન હોય એમાંજ અમને ગ્રંથની સવિશેષ મહત્તા લાગે છે. પૂઠાં પરની સ્મરણધુણિથી માંડી અંદર યોજવામાં આવેલા તમામ ચિત્રો એટલી સારી રીતે યોજવામાં આવ્યા છે કે રા. રાવળની કલા દૃષ્ટિ (artistic perception) માટે આપણને મગરૂ થવું પડે છે.

ગ્રંથને બે ખંડમાં વ્હેંચી નાખવામાં આવ્યો છે. પ્હેલા ભાગમાં સદ્‌ગત ને અંજલિરૂપ અર્પવામાં આવેલા ત્હેમના જીવનના પ્રસંગો ચિતરતા અને તુલનાત્મક લેખો આપવામાં આવ્યા છે. આમાના કેટલાક બહુજ કસાયલી કલમોથી લખાયલા છે. રા. મુન્શી, બુચ, ભરતફકીર વિનોદકાંત વિગેરેના લેખો લેખની પોતાની વિશિષ્ટતાથી બહું ઉંચા પ્રકારનું સાહિત્ય છે. સ્વ. હાજીનું ખરૂં ચિત્ર રા. મુન્શીનાં શબ્દોમાં 'નિરાશામાં પણ આશાના એકતારા વગાડનાર'થી બીજું વધુ સુંદર શું હોય શકે ?

ગ્રંથ રૅા. ખબરદારની ઘડી ભર મુગ્ધ કરી દેતી કાવ્યાંજલિથી ઉઘડે છે.

+ + × +

એકદર ગુજરાતની કરી ચાકરી હાજી ગયો

× × × ×

રો હવે ગુજરાત ! રો, રો ! ના પિછાન્યો જીવતાં
આંસુના દરિયાવ એવા કે તરી હાજી ગયો

ત્યારે રા. ધુમ્કેતુ સુલતાન કોણ માંડી ગુજરાતને નચાવે'થી હાજીની કૃત્ય વર્ણવે છે. બન્ને બાબતો વિરૂદ્ધ જેવી લાગવા છતાં પ્રકાર જેટલી સ્પષ્ટ છે. હાજી મહમ્મદે ગુજરાતને નચાવી છે

પણ હેની કદર ગુજરાત કરી શકીજ નથી. (ગુજરાત કેવો કેવી કે કેવું એ સંબંધી કોઇ સાક્ષર મંડળમાં ઉહાપોહ થયેલી જણાતી નથી.) એમની કદર રા૦ રાવળ જેવા સન્મિત્રના પ્રયાસથી થઇ છે તેથી વધુ ભવિષ્યમાં થશે. ગુજરાત અદ્યાપિ સુધી આત્મભોગથી ડરે છે. એ ભાવનાપ્રેમી કરતાં વધુ પૈસાની પૂજારી છે. એથી પણ વધુ હતી અને કલાતો પોતાના ભક્તની પાસે હેનું સર્વોત્તમ માગે છે એટલુંજ નહિ પણ અનેક દેવીઓની માફક ભોગ પણ માગે છે. પોતાના આદર્શ ખાતર હાજી મહમ્મદ જેવા વીર પુરૂષ શિવાય બીજા કોઇ સાહિત્યસેવક એટલો ભોગ આપી શકતે કે કેમ એ અતિશય શંકાભરી બાબત છે. એક તરફ પોતાના છોકરાઓ દેવાના ભાર નીચે કચરાય તેની પણ પરવા ન રાખતાં એક આસિક જેવી અને ઘણાને મન નજીવી લાગતી પ્રવૃત્તિમાં પોતાના તમામ સાધનો હોમી દેવાનું સાહસ બહુજ થોડા માણસો કરી શકે. રા૦ મસ્તફકીરનાં લેખ ઉપરથી લાગે છે કે પોતાના બચ્ચાંઓની સ્થિતિ પાછળના વૈભવમાં સદગતને સાલતી પણ કલાકાર જો ગાંડો નથી તો તે કંઈજ નથી. હેને જોઇએ છે પરિપૂર્ણતા એમાંજ એને મન ખરૂં સુખ છે. વખત, પૈસો, જીંદગી કોઇ બીજની હેને દરકાર નથી. જેમ જેમ સાહિત્ય અને કલાની કિમ્મત થતી જશે—થતી જાય છે—તેમ તેમ ગુજરાત આવા પુરૂષને સંભારી હર્ષ ભર્યાં અશ્રુ સારશે—કે આપણા ગુજરાતમાં આવો એક નર હતો. એક ફકીરને છાજતી એકનિષ્ઠાથી પોતાનું સર્વસ્વ કલાના વિકાસમાં અર્પતાં હેમને સ્હેજપણ સંકોચ થયો નથી. એમણેજ અનેક નવા તારાઓને વિકસવાની તક આપી જુનાઓને વિશેષ ચમકાવ્યા. ઢીલા પડતાઓને પ્રોત્સાહનથી પ્રગટાવ્યા. ગુજરાતના ગણ્યાગાંઠ્યા સાક્ષરો અને હેમણે ઉત્પન્ન કરેલા અહંકારમય વાતાવરણમાંથી સાહિત્યના જહાજને સંપૂર્ણ પક્ષ નિર્લેપતાના પ્રદેશ તરફ હંકારનાર સ્વ. હાજીજ હતા. એમનું દ્રષ્ટિબિન્દુ હંમેશાં વિશાળ રહેતું. જ્યાં જ્યાં કલાનો અંશ કે ચમત્કૃતિ જોતા ત્યાં ત્યાં તે સત્કારતા અને એજ સાચો કલાકાર છે.

રા. દેશળજી પરમારે 'રાજહંસ' નામનું મ્હોટું કાવ્ય સદગતની યાદમાં લખ્યું છે. રા. લલિતે 'હમદીન હાજી મહમ્મદને' લખ્યું છે.

બીજા વિભાગમાં સ્વ. હાજીની કબર ઉપર સૌ સાહિત્ય રસિકોએ ફુલ વેર્યાંનો દાવો રા. રાવળ ધારે તો કરી શકે કે કેમ? અનુક્રમણિકા તરફ જોતાં એકદમ લાગી આવે છે કે ગુજરાતમાં આટલાજ સાહિત્ય સેવકો છે? વીસમી સદીને પોતાની પ્રસાદીથી વિભૂષિત કરતા સાક્ષરોમાના ઘણાખરા અંદર હશે, કેટલાક નથી પણ ખરા. 'સૌ. સુવર્ણા' શિવાય બીજી સ્ત્રી લેખકોના અસ્તિત્વની પ્રતીતિ હેમની ગેરહાજરીથીજ થાય છે. એ ઉપરથી લાગે છે કે કદાચ રા. રાવળે 'વીસમી સદી' નાં લેખકોનેજ સ્થાન આપવાનું ધાર્યું હશે. આઠમો વિભાગ ઘણું રસમય વાચન છે. ઘણાખરા લેખમાં કંઇને કંઇ વિશિષ્ટતા છે તેથી એકનું વખાણ કરતાં બીજાને અન્યાય દેવાનો સંભવ છે. રા. કેશવલાલભાઇએ વસંત વિલાસ નામનું જુનું કાવ્ય રસપ્રદ સમજુતી સાથે રજુ કર્યું છે. રા. નરસિંહરાવ ભોળાનાથે 'આશા' નાં ચિત્રથી સ્ફુરેલાં અંગ્રેજી કાવ્યનો અચ્છો અનુવાદ કર્યો છે. શબ્દોની ગુંથણી એટલી સરસ છે કે ભાષાંતર મૂળ કરતાં પણ સુંદર લાગે છે. રા. ન્હાનાલાલ કવિએ પ્રેમ—કુંજ નામના નાટકનો બીજો અંક આપ્યો છે આ કૃતિ એમની બીજી કૃતિઓ સાથે ટક્કર ઝીલી શકતી નથી છતાં એમની શૈલીની અદ્વિતીયતા તો જણાઇજ આવે છે. રા. ધૂમકેતુ 'બાજીરાવ અને મસ્તાની' નાં સંવાદમાં સ્નેહની મીમાંસા અદ્-

છટાભરી રીતે કહે છે. પરંતુ મસ્તાનીના પોતાનાં મુખમાં આટલી બધી આત્મ પ્રશંસા સંભવની હદ ઓળંગી જાય છે. કોઇપણ સ્ત્રી-પ્રેમની ગમે તેટલી પરાકાષ્ટાએ પ્હોંચેલી હોય-તે સંભાષણમાં આટલી છૂટથી ( નિર્લજ્જતાથી વધુ ઉચિત શબ્દ છે ) પોતાના સ્વરૂપ અને ગુણનુગાન કરે એ કલાની દ્રષ્ટિએ કુરૂપ છે ત્યારે મસ્તાની તો પોતાના સ્વગત શબ્દોથીજ વાંચકને ચમકાવી નાંખે છે. એટલું બાદ કરતાં લેખ આખાયે કાંક્ષમાં કલ્પનામય અને જુસ્સાદાર ગદ્ય તરીકે બહુજ ઉંચુ સ્થાન ભોગવે છે એ નિર્વિવાદ છે. આદિથી અંત સુધી લેખકની અપ્રતિમ શૈલી એક ધોધની માફક વ્હે છે. અતિ-પતિનાં ચોતરામાં રા. હરિપ્રસાદ વ્રજરાય દેશાઈ બનેલી બીના જણાવે છે એ વાત દંતકથા જેવી લાગે છે. ગુજરાતના ઘણાં સ્થળો વિષે વિવિધ પ્રકારની કિંવદન્તીઓ પ્રચલિત હોય છે. ત્હેમાંથી બોધ પણ જડે અને વાર્તાઓ પણ રચી શકાય. આવો એક અક્ષય્ય ભંડાર આપણે ત્યાં મોજુદ છે. પણ ખોટ રા. હરિપ્રસાદ જેવા સહૃદયી સજ્જનોની છે. વાત એકદમ સર્વાંશે ખરી તો લાગતી નથી પણ જો હોય તો વસ્તુ કરૂણ રસમાં ઉત્તરરામ ચરિતથી પણ ચઢી જાય છે. તેમાં તો રામ પળેપળે મૂર્છાજ પામે છે. આમાં તો વાર્તાનો નાયક ભલે અકસ્માતથી પણ મરીજ જાય છે અને અતિ તો એનાં પતિ ( એ નાયકનું નામ છે ) નાં મોતની વાત સાંભળતા તરતજ પ્રાણ છોડે છે. અતિ બ્રાહ્મણનું નામ હોઇ શકે; પતિ વાણિયાનું નામ લાગતું નથી. રામ અને સીતાના નામ કરતાં પણ આ અનન્ય પ્રેમીઓના નામ વધારે પ્રાસવાળા હોઇ મધુર અને મોહક લાગે છે. વિનોદાત્મક લખાણોમાં રા. ધનસુખલાલ મ્હેતા ' અમારા મિત્ર કનૈયાલાલ 'માં પોતે ભાષાંતર કરે છે એ ભૂલાવી દે છે, ' જાનવરોની ભાષા જાણવાના અખતરા 'માં રા. રમણભાઇ મહિપતરામ ખાસ કરીને પાછલા ભાગમાં ઉત્તમ રમુજ કરે છે, જાનવરોની ભાષા જાણવાના અત્યાર સુધી થએલા પ્રયોગોમાં માણસે જાનવર સાથે તેની પોતાની ભાષામાં વાત કરવાના બહુ પ્રયાસો કર્યા હોય તો તે વિષે અમને માહિતી નથી-નિશાળના મ્હેતાજીઓને બાળકને શિખવતાં કોઇ વાર બાળક થવું પડે છે. માતાઓ ન્હાના બાળકો સાથે તોતડી ભાષામાં બોલે છે તેથી બાળકને ભાષા શિખતાં સુગમતા પડે છે એટલુજ નહિં પણ માતાને એક જાતનો અકથ્ય આનંદ થાય છે. બધાંજ જાનવરો બાળક જેટલાં હઠીલા હોતાં નથી પણ ઘોડાઓ તો હોય છે. આશા છે કે સદ્‌ગતનું નામ ચિરસ્મરણીય કરવાના હેતુથી રા રાવળે લાગણીને ખાતર ઉઠાવેલી તક્લીફની યોગ્ય કદર કરી ગુજરાત સ્વ. હાજીમહમ્મદ પ્રત્યે એ કદર હોવાનો આક્ષેપ ખોટો ઠેરવે.

D. L. U.

---

સ્વીકારઃ—આ સિવાય કેટલાંક માસિકો તથા રાષ્ટ્રિય સાહિત્ય કાર્યાલય, નવજીવન મુદ્રણાલય, વિગેરે તરફથી અમને ઘણાં પુસ્તકો મળ્યાં છે, સ્થળ સંકોચને લીધે આ અંકમાં તે બધાનું અવલોકન થઇ શક્યું નથી. શરૂ થતા નવા વર્ષમાં ગ્રંથ સત્કાર પર ખાસ ધ્યાન આપવાની ગોઠવણ થઈ ચૂકી છે.—અધિ.

આ માસિક સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી 'અનાવિલ' પ્રિ. પ્રેસમાં ગોવિન્દજી દાદાભાઈ નાયકે છાપ્યું; અને બટુ લાલભાઈ ઉમરવાડિયાએ સુરત ગોપીપુરા સંઘાડીયાવાડમાં આવેલી પોતાની ચેતન ઓફીસમાંથી પ્રકટ કર્યું.

વર્ષ ૩. અંક ૨.

# ચેતન

( रसो वै सः । )





આ અંકના મુખ્ય લેખો.



( પૂર્ણ અનુક્રમણી અંદરના પૃષ્ઠ ઉપર )





ફેબ્રુઆરી ૧૯૨૩.



તન્ત્રીઓ:
જ્યોત્સ્ના શુકલ.
રા. ભટ્ટ લાલભાઈ ઉમરવાડિયા. બી. એ.
રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય. બી. એ.
પ્રોફેસર ચંદ્રશંકર અ. બુચ બી. એ.

વ્યવસ્થાપકો.
સુતરિયા બ્રધર્સ.
ટર્નર રોડ, બાંદરા-મુંબાઈ.
વાર્ષિક લવાજમ હિન્દ માટે રૂ. ૪ (પોસ્ટેજ જુદું)
હિન્દ બહાર રૂ. ૫-૮.
આ અંકની છુટક નકલના આઠ આના

# લેખોનો અનુક્રમ.






આ માસિક સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી અનાવિલ પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું; અને રા. બટુ લાલભાઇ ઉમરવાડિયાએ સુરત ગોપીપુરા સંઘાડીયાવાડમાં આવેલી પોતાની ચેતન ઓફીસમાંથી પ્રકટ કર્યું.

પુસ્તક ૩ જું. ફેબ્રુઆરી ૧૯૨૩. અંક ૨ જો.

# ચેતન



## એક ક્ષણ—એક રાત્રી.

મારા હૃદયેશ ! એક અલ્પ ક્ષણ હું યાચું છું-ફક્ત એકજ ક્ષણ...

વારંવાર પ્રેમની ભિક્ષાથી કે મારી વ્યર્થ આશાના પરિતાપથી કદીયે હું તને નહીં પીડું...

ગરીબ ગુલામની કોટડી પાસેથી કોઈ સુલતાન પસાર થાય તેમજ તું મારા નિર્ધન દ્વારથી પધાર, મારા ગૃહનાથ ! પછી તો એ અમર ક્ષણના સ્મરણમાં હું બધુંજ ભૂલી જઈશ...

—પ્રીતમ! ઓ પ્રીતમ! એક અલ્પ ક્ષણજ હું યાચું છું, તારા જીવનની નાનકડી એક અર્ધક્ષણ.

× × ×

મારા નાથ ! સદાકાળ તને મારો કરી રાખવાના મારા બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. સુરીલા સંગીતના શમી જતા છેલ્લા સૂર પેઠે તું જતો રહ્યો. સૌંદર્ય કે સંગીત વગરની હું મારા ક્ષણભંગુર હૃદયતંતુઓ વડે તને શી રીતે બાંધી શકું ? મારા ધડકતા હૃદયમાં તને પૂરી રાખવાનો મને અધિકાર મળ્યો ન્હોતો...

—પણ પ્રિયતમ! પેલી અલ્પ ઘડીમાં પણ તેં મને અમર આશ્વાસન આપ્યું છે. તારા સુભગ સ્પર્શના ચમત્કારથી જીવન-જન્મના અનંત અંધારાં હું હવે તરી ઉતરીશ...

આહ! તે એક રાત્રી!-તે સુખી રાત્રી !

તે બાલ્યરાત્રી પછીની બધી સવારો મારી સામે બ્હીતી બ્હીતી ઉભી છે કે રખે મારૂં 'બળતું' મન દુઃખતું માર્યું, રોષમાં તેને શાપ દે. પણ મારા જીવનસૌભાગ્ય ! તે એકજ રાત્રીએ તેં મને શું નથી આપ્યું ? તારા ચરણરજ જેવી મને પણ તારી સાથે એક મધુરરાત્રી મળી હતી.

મારા રસદેવ ! તે સંપૂર્ણ રાત્રી-રસાનંદના મહાસાગર જેવી તે મહા-રાત્રીથી વધારે મુલ્યવાન ભેટ વિધિ પાસે છેજ કયાં ?

—" શકુન્ત."

# ખુદાનું નૂર



## એક અંકી નાટક



રા. પ્રેમરાય ગૌરીશંકર, એમ. એ.

---

**પ્રવેશ ૧**

સુરશીદ, આલમ મશહૂર ચિત્રકાર
શાગીર્દ
સુરદાસ
મેનાં, તેની રક્ષિત બાલિકા.

પ્હેલા અને બીજા પ્રવેશ વચ્ચે ૧૫ વર્ષનો અન્તર છે.

**પ્રવેશ ૨**

દરોગો
સુરશીદ
વાર્ડર ૧
વાર્ડર ૨
કેદી નંબર ૨૩

**દૃશ્ય પ્હેલું.**

સ્થલ: ભીમા નદીને તીરે, ગામની ગર્દીથી દૂર એકાંત ઝૂંડમાં એક ઝૂંપડી· સમય વસન્તની ઉજળી સન્ધ્યા.

( પડદો ઉપડતાં: ઝૂંપડીની બ્હાર રેતીમાં સુરદાસ બેઠો છે; ચીંથરેહાલ, ધૂળથી રગદોળાયલું શરીર; વૃદ્ધ અશક્ત. ઘણે દૂરથી આરતીઓના ઘંટ નૌબત સંભળાય છે. )

સુરદાસ—[ ગાતો હોય તેમ ] હરિ વિઠ્ઠલ પાંડુરંગા, પતિત દીન વરદા ! [ લાકડીને ટેકે શ્રમથી ઉભો થતાં ] હજુ મેનાં કેમ ન આવી ? કેટલું મોડું થયું હશે! હવે તો ચિન્તા થાય છે. ચિન્તા! ચિન્તા શા માટે ? સન્ધ્યા થઇ, રાતનાં અંધારાં ઉતરશે, ત્યારે મેનાને રસ્તો કેમ સુઝશે ? મ્હારૂં જીવન આથમવા આવ્યું, મ્હારા મૃત્યુથી નિરાધાર મેનાનાં જીવનમાં જગતનાં અંધારાં ઉતરશે, તો મેનાનું શું થશે ? [ ચિન્તાને હડસેલતો હોય તેમ હાથ હલાવીને ] અહો! દુર્જીત મુના! પંઢરીનાથ નાથ જાગ્યા ! ચિન્તા પંઢરીનાથને ! ચન્દ્રભાગાનાં પવિત્ર જલમાં ડૂબતી જેણે બચાવી, તે શું જીંદગીના મલિન સાગરમાં તેને તરતી નહિ રાખે ! પણ કોણ કરશે વિજન

લાગે છે! પંખીઓનો કિલબિલાટ પણ શાંત થઇ ગયો; બહુજ મોડું થયું છે; ચાલ કોઇને શોધવા મોકલું [ ધીમે ધીમે લથડિયાં ખાતો જાય છે. ]

[ સ્હામેથી હિન્દ મશહૂર ચિત્રકાર અને તેનો શાગીર્દ આવે છે. શાગીર્દના હાથમાં ચિત્રકારની ઘોડી વિગેરે સામાન છે. ]

શાગીર્દ—હવે તો અજવાળાં પણ આથમ્યાં, સુરશીદ! ઘાટે ઘાટે અને શેરીએ શેરીએ ફર્યા, લાખો જનોના મેળામાં ભટકયા! હવે તો તમે પણ થાકયા!

સુરશીદ—થાકયો બરોબર થાકયો! દસ દસ સાલ હું ભટકયો તેથી નથી થાકયો; શહેરે શહેર અને ગામેગામ ભટકયો તેથી નથી થાકયો; દોસ્ત, સ્હાચું કહું છું કે જહેમતથી મારૂં તન નથી થાકયું, પણ છેવટે નિરાશ થવાની બ્હીકથી મારૂં મન થાકયું છે. મ્હારો ઇલ્મ એવોને એવોજ તેજદાર છે પણ નાસીપાસીની આગાહિથી મારૂં દિલ થાકયું છે. દોસ્ત! જે તસ્વીર મ્હેં બેનમૂન કરવા ધારી હતી, જે તસ્વીરમાં ઇલ્મની ટોચે હું પ્હોંચવા ધારતો હતો તે તસ્વીર હવે પુરીજ નહિ થાય એવી ઘોર આગાહી મને થાય છે; તે તસ્વીર અધુરી રાખીનેજ મારે જહાંથી કૂચ કરવી પડશે એ ખ્યાલ મારા દિલને સતાવી રહ્યો છે.

શાગીર્દ—સુરશીદ, એ નાસીપાસી ગયરમુનાસબ છે—

સુરશીદ—આમીન! મગર એ તસ્વીર શરૂ કર્યે દસ દસ સાલ વીતી ગઇ પણ તે પુરી કરી શકવાની મુરાદ હરદિન કમ થતી જાય છે;

શાગીર્દ—મુરાદ કમ કેમ થતી જાય? તસ્વીર તો હવે પુરી થવા આવી છે,

સુરશીદ—નહિ, નહિ, દોસ્ત, હજુ તો તસ્વીરનું મંડાણ પણ નથી થયું.

શાગીર્દ—એમ કેમ સુરશીદ! તસ્વીર પરનું બધુંજ પુરાઇ રહ્યું છે, હવે તો ફક્ત બેજ ચ્હેરા રહ્યા; એ ઉતાર્યા એટલે તસ્વીર થઇજ જશે—

સુરશીદ—પણ એ બે ચ્હેરા તેજ તસવીર છે; એના વિના તસ્વીર કંઇજ નથી. દર્દ વગરની શાએરી પેઠે તે સુરતવિનાની તસ્વીર મામુલી ચીજ છે; પણ હવે તે મામુલીજ રહેવાની, કારણ રાય રંક સહુને જોઇ વળ્યો, મહેલો અને ઝુંપડીઓ ફરી વળ્યો પણ એ બે સુરત તો કયાં પણ દીઠી નહિ.

શાગીર્દ—એવી કેવી તે સુરત છે?

સુરશીદ—સવાલ નાહક છે! જેને મારા ચશ્મથી મેં જોઇ નથી, તેનો ખ્યાલ મારી અદના જબાન તને કેમ આપી શકે; મારી કલ્પનાએ તે સુરત જોઇ છે, જીંદગીની કોઇ બેમૂલ પળે ખ્વાબમાં મેં તે બેય સુરત જોઇ છે, પણ તેનો ચિતાર જબાન કેમ આપી શકે; મારી પીછીથી તે ચિતાર આપવા હું આતુર છું; પણ પીછીની મકદૂર શું કે બિલકુલ ખ્યાલી સુરતને રંગમાં ઉતારે—જેમાં એક ચ્હેરા પર ખુદાનું નૂર ઝળકે અને બીજાપર શયતાનનો સિક્કા પડઝાયો દેખાય; એકની આંખમાં બિહિસ્તના ચેરાગ ચળકે અને બીજાની આંખમાં દોજખના લાલ અંગાર ઝરે! મારી પીછીમાં કુવ્વત ત્યારેજ આવે જ્યારે એ બે સુરત હું નજરે જોઉં.

શાગીર્દ—પણ ખ્યાલમાં તો સુરત મોજૂદ છે, તો સુરશીદના આલમ મશહૂર ઇલ્મમાં તાકાત છે કે તે રંગમાં ઉતારે!

સુરશીદ—ઇલ્મ! આલમ મશહૂર ઇલ્મ! અહાહાહા! ઇલ્મ બીચારો શું કરી શકે? ઇલ્મની

નજરે ગમે તેટલી લાંબી હોય પણ તેને હદ છે. ઇલ્મનું સર આસમાન સુધી પ્હોંચે છે. પણ તેના પગ તો જમીનપરજ ટેકવવા જોઇયે. મારા ઇલ્મને આ બ્હારની દુનિયાંની ગરજ છે; અગર જો કુદરતે એ બે સૂરત પેદાજ નહિ કરી હોય તો મારો ઇલ્મ ના ઇલાજ છે; અને ખરેખર મારી ખાતર જમા થતી જાય છે કે આખી આદમ જાતમાં એવા એ ચ્હેરાજ પેદા નથી થયા—

શાગીર્દ—એટલે મુરશીદ !

મુરશીદ—એટલે એમ, દોસ્ત ! કે આદમ જાતમાં તે ખુદાઇનો એટલો બ્હાર નથી કે ચ્હેરો ફિરસ્તા જેવો બને-કે આદમના દિલમાં તેવો સિહા ફેર નથી જેથી તેનો ચ્હેરો શયતાન જેવો બને ! કુદરતે તે ચ્હેરા બનાવ્યાજ નથી; કુદરત આગળ ઇલ્મ લા ઇલાજ છે. પણ હવે ફરિયાદ કરવી વાજબી નથી કારણ મારા પરનો કુદરતનો વાજબી ખોફ આજે હું ભોગવું છું; આખર કુદરતની ફત્તેહ થઇ અને કીનાખોર કુદરતે છેવટે દગો દીધો.

શાગીર્દ—કીનો-કુદરત-દગો-મુરશીદ! તમે શું બોલો છો ?

મુરશીદ—તને કેમ ખબર પડે દોસ્ત, પણ કુદરતનો કીનો રાસ્ત છે. કુદરતને શયરઇન્સાફ પ્હેલાં મ્હેજ કીધો છે; મ્હેજ કુદરતને તરછોડી છે, દયા માટે. ચાહ માટે, જુસ્સા માટે કુદરતે મ્હને દિલ આપ્યું, તે દિલ મ્હેં ઇલ્મથી ભરી નાંખ્યું; કુદરતે મ્હને નિર્દોષ ખેલ ખેલવા માટે બચગી આપી, દુન્યાંની મોજ માટે જવાની આપી ખુદાની બંદગી માટે બુજર્ગી આપી તે સઘળાંને મ્હેં ઠોકર મારી; મ્હારી બચગી, મ્હારી જવાની, મ્હારી બુજર્ગી મ્હેં ઇલ્મને હવાલે કીધી; કુદરતની દરેક મુરાદને મારા ઇલ્મખાતર મેં ખુવાર કરી; દિલની ઉમ્મેદોને મ્હારા ઇલ્મ માટે મ્હેં જેર કરી દુનિયાંની મોજ મજાહને મ્હેં ઇલ્મ ખાતર લાત મારી: ઓરત જાતને મ્હારા ઇલ્મ માટે મેં દૂર રાખી, કુદરતના તમામ ફરમાનનો મ્હેં ઇન્કાર કર્યો, તેના તમામ જુસ્સાને દાબી દીધો-આહ, તેના વેરમાંજ તે દગાખોર કુદરતે અચાનક મ્હારા ઇલ્મને ખુવાર કર્યો આહ-[ મ્હોં પર હાથ ઢાંકી ઝાડને ટેકે ઉભો રૂહે છે. ]

( ચાંદનીના પ્રકાશનો એક ખુણામાંથી ચીરો પડે છે. દૂરથી પાસે આવતું સંગીત સંભળાય છે. મુરશીદ ચમકી તે તરફ નજર કરે છે. મેના પ્રવેશ કરે છે. સુરદાસની ડાંગનો એક છેડો તેણે પકડયો છે સંગીત ગાતી તે ધીમે પગલે આગળ આવે છે અને રેતીપર બેસે છે ચાંદનીનો પ્રકાશ તેના મુખની આસપાસ પ્રકાશનું વર્તુલ ( Halo ) રચે છે-સંગીત પુરૂં થાય છે.)

મુરશીદ—[ ઘડીભર થંભી જાય છે; આંખે ઝાંખ વળતી હોય તેમ હથેલી નીચેથી નજર કરતાં, હરખની ગાંડાઇમાં પુકારી ઉઠે છે ] કરામત ! પાક કિરતાર ! તારી કરામત ! શું આ ખ્વાબ તો નથી ? આટ આટલી જહેમત પછી આખરે ફત્તેહ ! દોસ્ત, જો તે ખુદાનું નૂર ! તેજ ફિરસ્તાઇ ચ્હેરો, જેની શોધમાં હું સારી આલમ ભટકયો.

શાગીર્દ—કયાં છે ? મ્હને તો કયાંય ફિરસ્તો દેખાતો નથી મુરશીદ !

મુરશીદ—ખામોશ ! ત્હને ઇલ્મનાં ચશ્મ નથી; ઇલ્મનો તું આશક નથી, પણ-બોલ, જલદી કહે આ કોણ છે ?

શાગીર્દ—આ ? આ તો સુરદાસ; અને પાપ છુપાવવા નદીમાં આપઘાત કરતાં તેણે બચાવી લીધેલી બાલ વિધવા મેના—પણ અહિં ફિરસ્તો કયાં છે ?

મુરશીદ—ચુપ રહે એ યકીન ! ચાલ આપણે તેને બોલાવીએ—

શાગીર્દ—જે હુકમ [ પડદો જાય છે, મેનાં ઉભી થાય છે અને સુરદાસને ટેકો આપી ઉઠાડે છે ] સુરદાસ, આજ તારી ઝુંપડીમાં શાહી મિજમાન પધાર્યા છે. હરમની મહેફલના સરતાજ જગમશહૂર મુરશીદ તારી સામે ઉભા છે.

સુરદાસ—[ યાદ કરતો હોય તેમ ] મુરશીદ ! મુરશીદ ! જેની પીછી જો ના, જે તો ખાક મિટ્ટિના માણસને અમર બનાવી દે છે તે ? હું ગરીબ અને મારી મેના તેના પગની ધૂળ સર પર ચડાવિયે છિયે—અમ અદનાથી બીજું શું થઇ શકે ?

મુરશીદ—નહિ સુરદાસ ! તમે મારા પર નવાજેશ કરી શકશો તે ખુદ દાદાશાહ પણ ન કરી શકે; સાંઈ કહો કે મેનાં તમારી દુખ્તર છે ?

સુરદાસ—મેના મને દીકરીથી પણ વધુ છે ! મારી બુજર્ગીનો ટેકો છે, હું ગરીબનું જવેર છે, હું આંધળાની આંખો છે !

મેનો—દાદા ! ચન્દ્રભાગાનાં થંડા જળમાંથી મ્હારૂં શરીર ઉગાર્યું અને જીંદગીના પાપ સાગરમાંથી મારૂં દિલ ઉગાર્યું તો તમારી તો હું હંમેશાની કર્જદારજ છું [ મુરશીદને ] દાદાજીએ તો મ્હને જીવનદાન આપ્યું છે.

સુરદાસ—મુરશીદ ! જો મેના એના દાદાજીના ઉપકાર ગાવા માંડશે તો એનો છેડોજ નહિ આવે—

મેના—છેડો ક્યાંથી આવે ? દાદાજીના ઉપકારનો છેડો નથી—

મુરશીદ—સુરદાસ ! આવી મધુરી દુખ્તરનો વ્હાલ મેળવનાર ખરેજ ખુશ બખ્ત છે—

સુરદાસ—એ વાત ખુશબખ્તિની નથી, મુરશીદ ! દુનિયાના દુઃખ પાપ અને ક્રૂરતાથી નાસી જઇ એ ચન્દ્રભાગાને ખોળે સુવા ગઇ, પણ પંઢરિનાથની દયા થઇ અને તે ક્ષણે હું જઇ પહોંચ્યો તો મારા અશક્ત બુઢાપામાં આ ધન લાધ્યું.

મેના—અને મને બચાવવા જતાં ખડક સાથે અથડાવાથી દાદાનાં નેત્ર ફુટયાં, અને અભાગણીના દુઃખના છાંટા એને પણ ઉડયા.

સુરદાસ—મારી આંખની ખરી રોશની તો ત્યાર પછીજ મળી; મુરશીદ, મારા જેવો મગરૂર બીજો કોઇ નહિ હોય કારણ મેના મને દાદા કહે છે, મારી ગરીબી મ્હને કદી યાદ નથી આવતી સિવાય કે જ્યારે મેના પણ ભૂખી રહે છે—

મુરશીદ—સુરદાસ ! તમે બેય સુખમાં રહી શકો એટલી દૌલત હું તમને આપું, અને તે દૌલત તમે લ્યો તો મ્હારા પર રહેમ કરી માનું, જો બદલામાં તમારી આ મીઠી દુખ્તરનો ફિરસ્તાઇ ચ્હેરો મ્હારી તસ્વીર પર ઉતારવાની પરવાનગી આપો—

સુરદાસ—દૌલત ! મરણ કાંઠે પડ્યો, હું દૌલતને શું કરૂં ! અને મેના જેવાં નિર્દોષ બે સમજ બચ્ચાં પાસે દૌલત હોય તો પાપ અને બદહવસની દુનિયાઇ જાળમાં તે ફસાઇ પડશે; પણ મુરશીદ ત્હેના ચ્હેરાને તસ્વીર પર ઉતારવાની મકસદ શું ?

મુરશીદ—એક ફિરસ્તાઇ સૂરત ચિતરવાની મારી જીંદગીભરની પ્યાસ છીપાવવી છે—એજ મકસદ !

સુરદાસ—ખરેખર ! મ્હેં નજરે જોઇ નથી મુરશીદ છતાં મારી ખાત્રી છે કે મેનાની સુરત ફિરસ્તાઇજ છે. અમે આંધળાંઓ ખુબસુરત કે બદસુરત ચ્હેરો સ્હેલાઇથી પારખી શકિયે છિયે.

અમારી આંખો નથી, એટલે ચ્હેરાના ઘાટથી કે રંગથી અમે ભૂલ ખાતાં નથી, પણ નેકખસલત દિલની રોશનીથી ખૂબસુરતી કેવી દીપતી હશે તે બીનચૂક કહી દઈયે છિયે. મેનાનું દિલ ફિરસ્તાઈ છે તો તેનો ચ્હેરો જરૂર ફિરસ્તાઇજ હોવો જોઇએ; મુરશીદ, જરૂર એ સૂરતને તમારી તસવીર પર અમર બનાવો કારણ આપણુ સહુની ખાક બનવા પછી પણ, દુનિયાંના મારા જેવા દુઃખીઓ જ્યારે એ તસવીર જોશે ત્યારે અર્ધું દુઃખ ભૂલી જશે.

મુરશીદ--સુરદાસ! તમારો બોલે બોલ રાસ્ત છે; તમારી દુખ્તરની સૂરતના રંગતોરથી નહિ, પણ એના પાક દિલની ખુદાઇ રોશની એના ચ્હેરા પર પડે છે એથીજ હું દિવાની બન્યો છું. તમારી પરવાનગીથી હું તમારો અહેસાનમંદ બન્યો છું. શુક્ર હજાર તે માલિકના કે મારી એક મુરાદ બર આવી! બસ હવે તે બીજો ચ્હેરો રહ્યા, જે પર શયતાનનો સિહા પડછાયો દેખાય! કુદરતે આદમજાતમાં ફિરસ્તો બનાવ્યો છે તો શું શયતાન પણ નહિ બનાવ્યો હોય?

સુરદાસ--કુદરત શું બનાવી શકે મુરશીદ! ફિરસ્તા કે શયતાનં એ માનવીજ બનાવે છે. માનવી એવી ખુદાઇ દેખાડી શકે કે ખુદદ શયતાન પણ પાક બની જાય અને માનવી એવી તો બદહવસી જાળ પાથરી શકે કે તેમાં ખુદદ ફિરતાર પણ ફસાઇ જાય! ઓ પ્રભુ! એ જાળમાંથી મારી મેનાને તું વિના કોણ બચાવશે! મુરશીદ, મારી મેનાને આ દુનિયામાં શું ભોગવવું પડશે એ ખ્યાલથી મ્હારૂં દિલ કંપી ઉઠે છે,

મુરશીદ--યકીન ખુદાપર સુરદાસ!

સુરદાસ—યકીન! શ્રદ્ધા! હરિ વિઠ્ઠલ પાંડુરંગા—

મુરશીદ—ચાલો! ફક્ત આજની રાતજ વચ્ચે રહિ. કાલ સવારનાં તો મારી પીછીની દસ દસ સાલની પ્યાસ છિપશે, દસ દસ સાલની ભૂખ ભાંગશે! બાકી રહ્યો એકજ ચ્હેરો, એને પણ ઢુંઢીશ, જીંદગી ભર ઢુંઢીશ તો શું નહિ મળે? જરૂર મળશે, જે ખુદાએ કુણાં કુલ બનાવ્યાં છે તેણેજ કાળમીંઢ પથ્થર પણ બનાવ્યા, જે કીરતારે નિર્દોષ હરણાં બનાવ્યાં તેણેજ વિકરાળ વરૂ બનાવ્યાં, જેણે આ મેનાં જેવાં ફિરસ્તાઇ બચ્ચાં બનાવ્યાં, તેણેજ શયતાન જેવાં કઠણ ઘાતકી માણસ પણ બનાવ્યાંજ હશે—

સુરદાસ—નહિ નહિ મુરશીદ! ખુદા તો ફિરસ્તાજ બનાવે છે પણ દુનિયાનાં ઢોંગ, પાપ, નિર્દયતાની જાળમાં ફસીને ફસાવનાર માનવીજ દૈત્ય બની જાય છે–પ્રભુની કુદરતમાં દૈત્ય ઉપજતા નથી.

મુરશીદ—આમીન! સહસ્રવાર આમીન! (પડદો)

## પ્રવેશ ૨

### પંદર વર્ષ પછી.

[ મૂળા નદીને કાંઠે એક કિલ્લેબંધ કેદખાનાની અંદરની પરસાળ. છતમાંથી લટકતાં ફાનસનો નહિ જેવો પ્રકાશ દારોગા પાસે મુરશીદ ઉભો છે. ઉમ્મરે વધારે બુઝર્ગ. હાથમાં લાકડી ઘોડીનું મુખ પડદા તરફ. પડદો ઉપડતાં આલબેલ સંભળાય છે અને ત્રણ ટકોરા સંભળાય છે. ]

દારોગો—તમે જાણો છો કે તમને આજે જે પરવાનગી આપવામાં આવી છે તે આજ સુધી કોઈને પણ બક્ષવામાં આવી નથી ? મુલ્ક મશહૂર ઉસ્તાદ તરીકેજ તમે આ ખાસ પરવાનગી મેળવી શક્યા છો—

મુરશીદ—મને માલુમ છે જનાબ ! અને આટલી જહેમત પછી પણ મને અહિં આવવા દેવા માટે અફસરોનો હું ખસુસ અહેશાનમન્દ છું. જીંદગીના પચ્ચીશ વર્ષ મ્હેં એક તસ્વીર પર કહાડયાં. દસ સાલ ભટકયો ત્યારે એક મુરાદ બર આવી; પાછાં પંદર વર્ષ વીત્યા પછી આજેજ મ્હારો થાક લાગ્યો. દુનિયાં સારીની બદકારી જેના ચ્હેરા પર લખી છે એવો એક ચ્હેરો અહિં છે એમ સાંભળી હું અહિં આવ્યો.

દારોગો—અને જો એક કલાક પણ મોડા આવતે તો એ બદકાર જહન્નમમાં પ્હોંચી ગઇ હતે કારણ્ કે આજે બડી બામદાદના કાળોખામાંજ એ ફાંસીને લાકડે લટકી જશે ! પણ ઉસ્તાદ; એવી બદહવસી સુરત બીજી નહિ મળે, એ બેશક વાત છે. બાર બાર વર્ષની વાત પર એક જવાન માશેતુજારે એના રખવાળ પાસથી એને ફુસલાવી લીધી, કે પછી તે બદકારની જાળમાં પોતે ફસ્યો છેવટે તેનાથી કંટાળી તે તેને છોડી ગયો પણ તેના ગુજરાન માટે દોલત મુકતો ગયો. અને તે બદકારે તે દોલતનો ઉપયોગ કેવો કર્યો ? થોડાક પૈસાનું એક પાણીદાર ખંજર ચોરી છુપીથી મેળવ્યું. અને બાકીના પૈસા ભીમા નદીમાં હોમાવી દીધા; ત્યારથીજ ને પેલા જવાન પાછળ લોહી તરસ્યાં વરની માફક લાગી. વર્ષો સુધી તેના ખૂની દિલમાં કીનાની આગ ધુંધુવાયા કરી, પોતાને ફસાવનારની શોધમાં ભટકતાં તેણે જાતની, આબરૂની, જાનની પણ પરવા ન કરી. બદમાશોની ટોળીમાં જતાં તેને બ્હીક ન લાગતી કે સોદાગરોની બજારમાં જતાં તેને શરમ ન લાગતી. દિલના જુસ્સાથી કે તનની જહેમતથી આજેજ થતી ત્યારે કીનાને સળગતો રાખવા માટે હોય તેમ શરાબ પણ પીતી. પોલીસની કરડી નજર સદાય તેના પર રહેતી; છતાં એક દહાડો મુંબઇના સરિયામ રસ્તા ઉપર, ભર બપોરે, તેણે તેને જોયો: અને તેણે લિબાસ જુદો પ્હેર્યો હતો છતાં તેને ઓળખ્યો. હજારો માણસની ગર્દી વચ્ચે તેની પાસે જઇ ખંજરથી તેને બેજાન કર્યો, અને પકડાવાની બ્હીક વગર ત્યાં તેના વ્હેતાં ખુન સામે ભુખી ડાકણ પેઠે જોતી ઉભી રહી. પોલીસને તેના મુફલિસ બદન પર ફક્ત બેચીજ મળી—લોહીથી ખરડાયલું એક તીણું ખંજર અને શરાબની એક શીશી. પણ. શુક્ર ખુદાના કે એ ખુની હવે એક ઘડીમાં નાબુદ થશે, ચાલો તમેં તમારૂં કામ જલદી ખતમ કરો [ સીટી વગાડે છે. વાર્ડર આવે છે તેને ] નંબર ૨૩ ને અહિ હાજર કરો ! હોશિયાર [ વૉર્ડર જાય છે ] તમે વખત ન લગાડતા અને જરૂર પડે શરાબની કસર ન કરતા.

[ જાય છે. ]

[ મુરશીદ બેગમાંથી પીંછી, કલમ કહાડે છે. ઘોડી ગોઠવે છે. શરાબની એક બાટલી કહાડી મુકે છે.]

મુરશીદ—ઓહ ! હુન્નરને માટે શું કરવું પડે છે. [ આલમેલ સ્હાડાત્રણનો ઘંટ ]

[ બે વાર્ડર વચ્ચે નંબર ૨૩ આવે છે, ચીંથરે હાલ કાળું કપડું, તેના અંગને માંડ ઢાંકે છે. ટુંકા કાપેલા વાળ, ખુલ્લાખાલા; ચામડી કરચલેલી; આંખો લાલ; ચાલ લથડતી. તેનાથી અકળાતો હોય તેમ તેને દૂર રાખવા મુરશીદ હાથથી વાર્ડરને અણસારો કરે છે. કેદી સ્ટૂલ પર બેસી ઝોકાં ખાય છે, વાર્ડરો જાય છે ]

જરા દૂર, બસ! (સ્વગત) યા ખુદા શું શિકલ છે? ઔરતના લિબાશમાં ખૂની ડાકણ!

[ટૉર્ચલાઇટ સળગાવે છે કાગળ પર કલમ ચલાવે છે.]

કમનશીબ ઔરત! તારી આખરની ઘડીયે તને તકલિફ આપવા હું ખરેખર દલગીર છું; પણ..........પણ જરા ઉંચું જો!

[કેદી જરા ઉંચું જુવે છે. શરાબ દેખી ચમકે છે. ટટાર થાય છે. પ્યાસી આંખે જોઇ રહે છે. મુરશીદ એક જામ ભરી તેને આપે છે, તે ઝડપથી પીજાય છે. બીજો માગે છે. મુરશીદ અચકાતાં આપે છે. તે પી જાય છે; ત્રીજો માગે છે. ઉભી થઈ જાય છે; મુરશીદ તેનો હાથ દૂર કરે છે]

નહિ, હમણા નહિ!...જો હું કહું તેમ કરીશ તો જરૂર આપીશ. બેસ [કેદી નાખુશીથી બેસે છે.] આ તરફ જો, જરા આ બાજુ, ગમગિની જરા ઓ...છી, હજુ ઓછી...ચ્હેરા પર જરા ગુસ્સો, જરા ગુસ્સો (કેદી શરાબ તરફ સીંધે છે.) યા ખુદા! જીંદગીની છેલ્લી ઘડીયે પણ તારી યાદ નથી, જરા થોભ—આપું છું—આપીશ—ફક્ત બેજ પળ—ખામોશ ખામોશ, બસ ખલ્લાસ ટૉર્ચ બુજાવી નાંખે છે] ચાલ લે [જામ આપે છે.]

અય કમબખ્ત ઔરત! તારી જીંદગીની છેલ્લી પળે તેં મારા પર મ્હોટું અહેસાન કર્યું છે; તેનો બદલો આપવાનો વખત હવે નથી રહ્યો તો પણ એક ઇન્સાનની બીજા ઇન્સાન તરફની પાક ફરજ બજાવી તારા રૂહ માટે હું બંદગી કરીશ! પણ જેની હજુરમાં તારે એક ઘડીમાં ખડું થવું પડશે તે ખુદા પાકની તને અજલની ઘડીયે યાદ આપું છું.

કેદી ખડખડ હસી પડે છે] ખુદા પાક! ક્યાં છે? દુનિયામાં તો નથી; બધા ખાત્રીથી કહે છે કે જહન્નમમાં જવાની છું ત્યાં પણ એ નથી [લથડતી ઉભી થાય છે.]

મુરશીદ—ખામોશ! આ ઘડીયે જહન્નમ નહિ પણ બિહિસ્તને યાદ કર

કેદી—બિહિસ્ત! નહિ, બિહિસ્ત નહિ! બિહિસ્ત એ તો માલે તુજાર અને હસીન શોખીનોનો મુલક છે! એ બદમાશો વચ્ચે ફસી પડનાર એકલી અટુલી ઔરતપર તો સિતમજ ગુજરશે! નહિ હું બિહિસ્તમાં કદી પણ નહિ જાઉં! મારાં જેવાં લાચાર ગરીબ અને બદબખ્ત ગુમરાહ માટે જહન્નમજ ઠીક છે [શરાબ તરફ લથડતી જાય છે]

મુરશીદ—નહિ એમ ન બોલ, ઓ બનનસીબ! ખુદાની રહમને હદ નથી. તે રહમના કરનારને પીછાન તને એક પળ પણ બસ છે—તારી જીંદગીની છેલ્લી પળ એમ ગુમાવ નાં.

કેદી— ખડખડ હસે છે] તેને પીછાનવાને તો હું ખરેખર આતુર છું, એક વખત તેની ગારહમન્સારી રે, તેની ઘોંટાળાભરેલી દુનિયા માટે કંઇ નહિ તો તેનો તોરો પીસવાને મારા બે હ થ તલપી ર છે; તેની તાકાત તો તેણે વાપરી નાંખી છે આ દુનિયામાં દેખાડી તેનાથી વધારે બદબખ્ત તે હવે દેખાડી નહિ શકે! ખુદા પણ કોઇને વખત મોત આપી નહિ શકે.

મુરશીદ—ઓ ફટકેલ ઔરત! તું શું બકે છે? કોના િ બોલે છે તેનો ખ્યાલ કર—

કેદી— ના માટે? દુનિયાંને પેદા કરનાર શયતાન માટે! નિયામાં પાપનો, બદીનો દરિયો , જેમાં કમજોર નાના જીવોને માલેતુજાર બદદવસીઓ જગમાં દમનાં ન અટકાવનાર

અદમા મ—

[ અંદરથી બ્યુગલ સંભળાય છે. વૉર્ડર આવે છે. ]

વાર્ડર—હોંશિયાર! હવે પાંચ મિનિટ પણ પુરી નથી રહી [ જાય છે. ]

કેદી—[ ફગલાઇ પડીને ] આહ, એકજ પ્યાલું—એકજ—બસ—એકજ;

મુરશીદ—નહિ! નહિ! ઇન્સાનની પવિત્રતાનો ઇન્કાર કરનાર, તે અલ્લાના નામની ખાતર, હવે નહિ! એક પણ નહિ.

કેદી—[ પાસામાં હાથ નાખતાં ] પાપ અને ગયગુજ—સાહના સિહા કહેરથી કચડાઇ મરતાં લાખો ઇન્સાનની ખાતર—આહ—એકજ—બસ એકજ પ્યાલું—એકજ—ઘૂંટ આહ [ બેહોશ પડે છે. ]

મુરશીદ—આહ મારેથી નથી જોઇ શકાતું; ખુદા મને માફ કરે પણ આવું દુઃખ હું નથી જોઇ શકતો.

[ પ્યાલું ભરી તેને આપે છે. આલબેલ થાય છે. ચાર ઘંટા વાગે છે. બે વૉર્ડરો આવી કેદીને ખભા પકડી ઉભો કરે છે ]

કેદી—[ જામ ફેંકી દે છે; ટુકડા ટુકડા થઇ તે વેરાઇ જાય છે તેના તરફ જોઇને ] બસ, ખતમ; હું તૈયાર છું. સલામ!

મુરશીદ—સલામ! જીંદગીમાં પ્હેલી અને છેલ્લી વખત મળનાર કમબખ્ત દોસ્ત સલામ!

કેદી—સબર! અહિ જો—બરાબર જો—તારી તસ્વીર જો! પન્દર વર્ષ ઉપર ઉતારેલ ફિરસ્તાને જો! યાદ કર મુરશીદ! એજ ફિરસ્તાઈસુરત ઇન્સાનના સિતમથી, દુનિયાના ગેયર ઇન્સાફીથી, ખુદાની બેપરવાઇથી આજે શયતાની બની ગઇ. સલામ મુરશીદ! આજના શયતાનની, તે દિનના ફિરસ્તાની—કમબખ્ત મેનાની છેલ્લી સલામ [ વાર્ડરો ખેંચી જાય છે ]

મુરશીદ—[ પાછળ દોડી હવામાં હાથ ઉછાળી થંભી જાય છે ] ઓહ, આ કોઇ ખ્વાબ તો નથી! મ્હેં શું જોયું? નહિ, નહિ! તેજ ફિરસ્તો? તેજ શયતાન! શું એકજ સિક્કિમાંથી બે બને છે! મારી આંખ ખુલી ગઇ! ઇલ્મનો અંધાપો સરી પડયો. ઇલ્મથી મહાત બનેલો હું ખરી દુનિયા જોઇ ન શકયો.

[ ઘોડી પાસે જાય છે. તસ્વીર ઉંચકે છે ] આજ ફિરસ્તો! આજ શયતાન! માથું સર ફાટે છે; હું ગાંડો બની જાઉં છું...પણ...તે પ્હેલાં ઇલ્મને સજા કરવા દો. [ તસ્વીરના ટુકડા કરી જમીન પર નાંખે છે. પગ નીચે કચરી ઉભો રહે છે. અંદરથી બંદુકનો બાર થાય છે. ]

---

ઉંડાં અંધારેથી પ્રભુ! પરમ તેજે તું લઇ જા,
અસત્યો માંહેથી પ્રભુ! પરમ સત્યે તું લઇ જા.

કવિ ન્હાનાલાલ.

# પરિણામ.

અનુવાદકઃ મનુ ત્રિવેદી.

રાત્રિનો સમય હતો ને તે એકલો હતો.

દૂર દૂર કોઈ શહેરની ગોળાકાર દિવાલો જોઈ તે તે શહેર તરફ ગયો.

શહેર પાસે આવી પહોંચતાં શહેરની અંદરથી આનંદના ભણકાર, ખૂશાલીભર્યું હાસ્ય ને અગણિત વાજીંત્રોનો ઘેરો નાદ તેના શ્રવણે પડ્યો. તેણે દરવાજો ઠોક્યો ને એક ચોકીદારે દ્વાર ખોલ્યાં.

સંગેમરમરના સુંદર થાંભલાવાળું એક મકાન તેની નજરે પડ્યું. થાંભલાઓને ફુલના હાર વીંટી દેવામાં આવ્યા હતા, ને મકાનની બ્હાર તેમજ અંદર સુખડની મસાલો બળતી હતી. તે મકાનમાં ગયો.

જાતજાતના ઉંચા પ્રકારના પત્થરોથી રચેલા ખંડોમાં થઈ મીજબાનોને મળવાના વિશાળ ખંડમાં તે પહોંચ્યો ત્યારે ગુલાબનાં ફુલ જેના વાળમાં ગૂંથેલાં હતાં ને જેના હોઠ શરાબ પીને લાલ બન્યા હતા, એવા એક માણસને સમુદ્રના જેવા ઘેરા ભૂરા રંગના કોચ પર અલેટાયલો તેણે દીઠો.

તે માણસની પછાડી જઈ તેના ખભા પર હાથ મૂકી એણે કહ્યું: 'તું આમ કેમ જીંદગી વેડફી નાંખે છે?'

તે યુવાન માણસે પછાડી ફરીને એની સામે જોયું ને એને ઓળખતાં જવાબ દીધો: 'મને તો એક વખત કોઢ થયો હતો ને તેંજ મને સાજો કર્યો હતો. હવે આ રીતે નહિ તો બીજી કઈ રીતે હું જીવન ગુજારૂં?'

આ સાંભળીને એ બ્હાર ચાલ્યો ગયો.

થોડી વાર પછી એણે રંગેલા ચ્હેરાવાળી ને રંગબેરંગી વસ્ત્રો તથા મોતીના અલંકાર ધારણ કરેલાં એવી એક સ્ત્રી દીઠી. એ સ્ત્રીની પછાડી શિકારીના જેટલી સાવચેતી રાખીને રંગીન વસ્ત્રો ધારણ કરેલ એક યુવક આવતો હતો. સ્ત્રીનો ચ્હેરો કોઈ મૂર્તિના ચ્હેરા જેટલો ઉજળો હતો ને યુવકની આંખો વિષયલાલસાથી ચમકતી હતી.

ઝડપથી એણે તે યુવકને પકડી પાડ્યો ને તેનો હાથ ઝાલી પૂછ્યું: 'આ સ્ત્રી તરફ તું શા માટે આવી રીતે જોય છે?'

યુવકે પાછું ફરીને જોયું ને તેને ઓળખતાં જવાબ દીધો: 'એક વાર હું આંધળો હતો ને તેંજ મને જોતો કર્યો. હું બીજું શું જોઉં?'

ત્યારે એ અગાડી ગયો ને તે સ્ત્રીનો છેડો પકડી પૂછ્યું: 'પાપના માર્ગ સિવાય બીજો કોઈ માર્ગ ચાલવાને માટે નથી?'

સ્ત્રીએ પાછું ફરીને જોયું ને એને ઓળખીને જવાબ દીધો: 'તમેજ મને મારા પાપોની માફી બક્ષી હતી. હવે આના જેવો સારો બીજો કયો રસ્તો છે?'

આ પછી એ તે શહેરની બ્હાર ચાલ્યો ગયો.

શહેર છોડીને જતાં રસ્તામાં એણે એક યુવકને રૂદન કરતો દીઠો.

તેની પાસે જઈ તેનાં લાંબાં ઝુલ્ફાંને પકડી એણે પૂછ્યું: 'તું કેમ રડે છે?'

ત્યારે યુવકે ઉંચું જોયું ને એને ઓળખતાં જવાબ દીધો: 'એક વખત હું મૃત્યુ પામ્યો હતો ને તેંજ મને સજીવન કર્યો હતો. હવે રડું નહિ તો બીજું શું કરૂં!'*

---

* Oscar Wilde ના એક લખાણનો અનુવાદ.

# હિન્દને હજી સ્વરાજ્ય કેમ ન મળ્યું ?

લે. રા બટુ લાલભાઈ ઉમરવાડિયા બી. એ.

હિન્દમાં સ્વરાજ્યના કુરૂક્ષેત્ર મંડાયાને આજે વર્ષો થયાં. તે પછી અર્જુનસમા ગોખલેએ પરદેશીઓને આર્યબુદ્ધિની પ્રતિતી કરાવી; ભીમ પેઠે દિશાઓ ડોલાવી: તિલકે સુદર્શન ધારણ કર્યું; ગાંધીએ યુધિષ્ઠીર પેઠે શાંતિ માર્ગની દિક્ષા આપી, અને છતાં આજે પણ એ યુદ્ધનો અંત નથી આવ્યો તે શાથી?—આ પ્રશ્નના ઘણાં કારણો છે તેમાંના મુખ્ય કારણોનો અહિં નિર્દેપ કર્યો છે

સૌથી પહેલાં એક વાત સ્વીકારવા જેવી છે. તેત્રીશ કરોડ હિન્દીઓ આજે એક સામટા સ્વરાજ્ય લેવા તૈયાર થાય તો સ્વરાજ્ય દૂર રહી શકેજ નહિ;અને આખી હિન્દી પ્રજા એકસાદે સ્વરાજ્ય માંગતી નથી એ સંત્યનાં કારણો છે. એમ નહિ કે પ્રજાનો મોટો વર્ગ અજ્ઞાનમાં ડુબેલો છે. કેટલાક સુશિક્ષીત હિન્દીઓ પણ સ્વરાજ્ય નથી માંગતા; ઘણા માગે છે પણ તેઓ ખરેખાત શું માગે છે અને માગેલી વસ્તુની પ્રાપ્તિથી તેમને શું લાભ કે ગેરલાભ થશે એથી તેઓ અજાણ છે. કોઇવાર ચોગમ ઘોંઘાટ થતો હોય ત્યારે ઘોંઘાટમાં સાદ પૂરવાનું આપણને મન થાય છે તેવું કંઇક, આ સ્વરાજ્ય માંગતા મોટા ટોળાની મનોવૃત્તિમાં જણાય છે. અને રમત મૂકી કમને અભ્યાસ કરવા બેસનાર બાળકની લાગણી તો લગભગ આખી પ્રજામાં છે. હિન્દના સ્વરાજ્ય કરતાં તેમનો રોજનો જીવન વ્યવહાર તેમને વધારે અગત્યનો લાગે છે. આ વસ્તુ સ્થિતિના અનેક કારણો અપાયાં છે. કોઇ લોકના અજ્ઞાનને આગળ કરે છે; કોઇ બ્રીટીશ અમલને કારણ લેખે છે; કોઇ ચાલુ શિક્ષણ પધ્ધતિને આ અનિષ્ટનું મૂલ ગણે છે. આ કે આવાં અનેક કારણોમાંનાં એકને આપણે સ્વીકારીએ તે પહેલાં જરાક વિચાર કરવો ઘટે છે.

"સ્વરાજ્ય હોય તો સારૂં"—આ લાગણી તો બધાંને થાય છે. "સ્વરાજ્યથી આપણાં બધાં દુખો ટળી જશે" એમ પણ બધા માને છે છતાં તેના કરતાં રોજનો જીવન વ્યવહાર વધુ અગત્યનો ગણવામાં આવે એ મનોસ્થિતિનું કારણ દેખાય તે કરતાં ઉંડું હોય એ બનવા જોગ છે. કોઇ ઘોડાને તેનો અસ્વાર પાણી પીવા નદી કીનારે લઇ જતો હોય અને રસ્તામાં વારંવાર ઘોડો અટકી પડે અને અસ્વારની ચાબુકેજ એ આગળ ચાલે એ બનાવ કલ્પી શકાય એમ છે. આવે પ્રસંગે અસ્વાર માને છે કે ઘોડો જીદે ભરાયો છે અથવા ઝાડ કે પાસેથી પસાર થતી કોઇ વસ્તુ જોઇ તે બીધો છે. આ કારણો ખોટાં પણ હોય. કદાચ એમ પણ હોય કે નદીની કોઇ બખોલમાં એકાદ વાઘ પાણી પીતો ઉભો હોય. અસ્વારની દ્રષ્ટિએ તે ન જણાય પણ ઘોડાની તીવ્ર ઘ્રાણેન્દ્રિએ તે પારખ્યું હોય.

હિન્દી પ્રજાને સ્વરાજ્યની તરસ જાગી હોય, અને કોઇ અસામાન્ય કારણ ન હોય તો પ્રજા ક્ષણિક જીવન સુખ માટે દેશનું સ્વરાજ્ય જતું કરે એ બહુ સંભવિત નથી. કદાચ એમ હોઇ શકે કે હિન્દુ સંસ્કૃતિ અને હિન્દુ આદર્શોને સ્વરાજ્ય કે પ્રજાસત્તાકરાજ્યમાં કંઇક અસામાન્ય વિરોધ જણાતો હોય. આ કારણ વિચારવા જેવું છે.

સ્વરાજ્ય, અને પ્રજાતંત્રરાજ્ય, એ યૂરોપની, જડવાદમાંથી જન્મેલી. અને જડવાદે ઉછેરેલી, યૂરોપની જગતને બક્ષીસ છે. પાર્થિવ વસ્તુઓમાં જન્મેલાં અને પાર્થિવ વિગ્રહોથી ઘેરાયલાં યૂરોપે, તે પાર્થિવ

હોય પણ પોતાના જીવન અને ભવિષ્ય માટે તેમ કરવું એ હવે અતિ પ્રાણઘાતક છે—પ્રજાનરાજ્યની વાત જુદી છે.

હિન્દને હજી સ્વરાજ્ય ન મળ્યું તેનું બીજું કારણ પણ અગત્યનું લાગે છે.

હિન્દી પ્રજા નવો માર્ગ સ્વીકારે છે એમ માની લઈએ. સ્વરાજ્ય માટે એટલે પરરાજ્યની જુલમી ઝુંસરીમાંથી છૂટવા માટે તેણે આટલા પ્રયત્નો કર્યા છતાં હજી કંઈ પણ સંતોષકારક પરિણામ ન આવ્યું એ શાથી ? આપણે વર્તમાન પ્રવૃત્તિ વિષે મૌન રાખીશું, તો પણ એક મુખ્ય વાત નોંધવી જોઈએ છે:

હિન્દ માટે લડત લડનાર એક રાષ્ટ્રીય મહાસભા છે. આ લેખકના નમ્ર મતે આ લડતની નિષ્ફળતાનું એજ મુખ્ય કારણ છે. અહિં કહેવું અસ્થાને નથી કે બીજી વાતોમાં તેમ અહિંયાં પણ આપણે પરદેશીઓનું અંધ અનુકરણ કર્યું છે: અને તેથીજ નક્કર નિષ્ફળતા તેનો કાળો ઝભ્ભો ઓઢી આપણી સામે હરઘડી ઉભી રહે છે. અન્ય દેશમાં એક રાષ્ટ્રસભા હોય તેથી આપણે ત્યાં પણ એક રાષ્ટ્રસભા રાખવાથી આપણી ભૂગોળ અને આપણા ઇતિહાસને આપણી ગણત્રીમાંથી બરતરફ કરવાં પડે છે. હિન્દુસ્થાન કદી પણ એક રાષ્ટ્ર ન્હોતું. પરદેશમાં વસવાટ કરતા ગુજરાતીને પૂછશો તો કહેશે કે એ ગુજરાતી છે—હિન્દી નહિ; પર્યટણ કરવા નીકળેલો બંગાળી કહેશે કે તે બંગાળી છે. આરંભથી ઇંગ્લંડ એક રાજ્ય હતું—તેનો દરેક પ્રજાજન તે રાજ્યનો અમલ સ્વીકારતો, અને તેની ચઢતી પડતી સાથે તેના હૈયાના ધબકારા ચઢતા અને ઉતરતા. ઇંગ્લંડના રાજાઓ બદલાયા હશે; ટયુડરો અને સ્ટુઅર્ટો ઇંગ્લાંડના રાજ્યાસને આવ્યા હશે; પણ રાજ્ય તો એકજ રહ્યું છે. હિન્દનો ઇતિહાસ જુદો છે, હિન્દ જુદી જુદી પ્રજાઓ અને લોકોનો સમન્વય છે તેમને એક રાષ્ટ્રસભાના અમલમાં લાવવા એ કૃત્રિમ પ્રયાસ છે. આજે આપણું જીવન આપણા સંસ્કારો આપણી રહેણી કરણી, જીવનાદર્શ આપણી રૂઢીઓ, બંગાળાના કે પંજાબના લોકથી એટલાં જુદાં છે કે તેને એકત્ર કરી શકાય એમ નથી; અને કરી શકાય તો પણ તે ઇષ્ટ નથી. સેંકડો વર્ષથી જે સંસ્કૃતિ પ્રજાના લોહીમાં વહેતી હોય તે પારકી સંસ્કૃતિ સાથે ભળવવાથી કૃત્રિમ મિશ્રણ સરજાય, અને તેમાં જુની સંસ્કૃતિ નાશ પામે. આપણે આંતરરાષ્ટ્રીય ચળવળના અધિકારી થઈએ તે પહેલા આપણે રાષ્ટ્રીય અસ્મિતા મેળવવી જોઈએ; અને રાષ્ટ્રીય અસ્મિતા માટે પ્રાંતિક સન્માન હોવું જોઈએ. આખા હિન્દને એકત્ર કરવાના બે રસ્તા ઇતિહાસ પ્રસિદ્ધ છે (૧) મુસલમાનોની તરવારથી અને (૨) બ્રીટીશોની કુનેહબાજ રાજનીતિથી. પણ આપણા રાષ્ટ્રભક્તને એમાંનો એકે માર્ગ ખપ આવે એમ નથી. આ લેખકના નમ્ર મત પ્રમાણે હિન્દને એકત્ર કરવાનો એકજ માર્ગ છે. અમેરિકામાં જેમ જુદાં જુદાં રાજ્યો પોતાનું પોતાપણું કાયમ રાખી એક ફીડરલ ગવર્મેંટ વડે એકમેક સાથે જોડાય છે તેમ એટલે કે અત્યારે જેમ પ્રોવીન્સીયલ અને સેંટ્રલ ગવર્મેંટો છે તેજ યોજના થોડાક ફેરફાર સાથે આપણો રાષ્ટ્રીય પક્ષ સ્વીકારે તોજ સંગીન કાર્ય સાધી શકાય અને તોજ આપણા સંસ્કારોને વિકસાવી નવીન સંસ્કૃતિને આપણે સત્કારી શકીએ.

રાષ્ટ્રીય પ્રગતિનાં પહેલા પગલે આ બે મુદ્દાઓ વિચારવા જેવા લાગે છે પરન્તુ એ કાર્યમાં એ બેજ અગત્યના મુદ્દાઓ છે એમ નથી. દેશના હૃદય માટે સૌથી મહત્ત્વની વાત તો એ છે કે ગુજરાતે આજે સાચા ગુજરાતીઓ સર્જવા જોઈએ. આજના 'ગુજરાતની

આપણા ગુજરાતીઓ મનુષ્યો નથી. મનુષ્યોનાં ચાળા કરવા પ્રયત્ન કરતા પડછાયાઓ છિએ. આ કથન કડુ અને ક્રૂર છે પણ તે સત્ય છે. આપણે નથી જોયાં સુખ, કે નથી અનુભવ્યો આનંદ, અને આપણે જીંદગી પણ માણી નથી. કદાચ આપણે વધારે જ્ઞાની, વધારે ડાહ્યા થયાં હઇશું પણ આજના આપણે ઓછા પ્રમાણમાં મનુષ્યો છિએ. આપણામાં ધર્મ નથી, ભક્તિ નથી પ્રેમ નથી; આપણે પોતીકા સ્વાર્થને કેન્દ્ર બનાવ્યું છે અને આખું જગત આપણે માટે ફર્યે જાય એ માટે આપણે પ્રયત્નો કરી રહ્યા છિએ. આપણાં સગાં સહોદર આપણી પત્ની, આપણા મિત્રો આપણા ગામલોક, આપણા દેશબંધુઓ, એ સૌ આપણે માટે જીવે, એમ આપણે ઇચ્છીએ છિએ. અને આપણી શિક્ષણ પધ્ધતિ એવી પ્રજા પોષાવનારૂં એક મહા યંત્ર છે. હિન્દને સ્વરાજ્ય નહિ મળ્યું તેનું એક અગત્યનું આ કારણ છે.

**ગુજરાતને સ્વરાજ્ય કરતાં બે વસ્તુ વધુ પ્રિય હોવી જોઇએ; એક તેનાં બાળકો અને બીજી તેની સ્ત્રીઓ,** એ બે જ્યાં લગી આજની સ્થિતિ ભોગવે છે ત્યાં લગી હિન્દને સ્વરાજ્ય નહિ મળે. ત્યાં લગી......

---

## શિખરીણી.

શિખાવી દીધું છે હૃદય મમ આકાશ પર મ્હેં,
અને સ્વપ્ને થાતો સુખદ તુજનો સ્પર્શ મુજને;
જરા સંકેલી લે ઘુંઘટ પટ આ મુખ પરથી,
મ્હને જોવા દે ને તવ કમલનેત્રોની સુરખી.

મહેમાની ત્હારી પ્રિય ! મધુર ઘંટારવ થકી
વને શ્રી દેવીઓ પ્રફુલ ચિત્તથી આજ કરતી;
વળી આજે તો આ તવ ઘુઘરીઓ ઝાંઝર તણી,
વિચારો માંહેથી જરી ય પણ ના દૂર ખસતી.

બધું આવું જોતાં હૃદય મમ હર્ષે ઉછળતું,
બન્યું છે રે ! આજે સકળ જગ સંગીતમય શું ?
ત્હને ભેટો દેવા મમ હૃદય ઉત્સુક બનતું,
ત્હને અર્પી દેવા જીવન મમ આ આજ તલપું.

( ટાગોરના એક અંગ્રેજી કાવ્ય પરથી. )

# કાવ્ય લેખન.

## — થોડીક નગદ સલાહમણો. —

લે. રા. વિનોદકાન્ત. બી. એ.

કાવ્ય એ શબ્દની અગણિત વ્યાખ્યાઓ આજ સુધીમાં અપાઇ છપાઇ ને કથાઇ પણ ગઇ; તેમાંની એકે દુનીઆના સાહિત્યમાં સર્વ ગ્રાહ્ય કે અમર થઇ શકી નહીં.

આવા સંજોગોમાં, એવી કોઇક વ્યાખ્યા આવશ્યક છે જે એક ઘાથી બે કટકા કરવા પેઠે, તકરારનો હમેશ માટે નીવેડો લાવે. "કાવ્ય એટલે ક્લિષ્ટતા" એ વ્યાખ્યા આ હેતુ ઘણી સરસ રીતે સારશે.

આ મતના સમર્થનમાં ઐતિહાસિક આધારો-પ્રાચીન તેમ અર્વાચીન પણ-જોઇએ તેટલા મળી શકે છે. ચૉસર વાંચતાં ચિત્તને અસહ્ય ક્લેશ થાય છે. મિલ્ટનની લેટિનમય, અટપટી અને આડંબરી પંડિતાઇવાળી વાક્યરચના પણ એવોજ અનુભવ કરાવે છે. બ્રાઉનીંગ તો ક્લિષ્ટતાનોજ અનેલો છે અને તેના સહયોગી મેરીડીથને પણ પોતાની પ્રતિભાના આવિર્ભાવ માટે એથી ઉત્તમ માર્ગ કોઇ જડ્યો નહોતો. દેશભક્તોને માઠું ન લાગે માટે સ્વદેશી દાખલા લેવા હોય તો, ભાણ-ભવભૂતિ ઉપરાંત આપણામાં પણ રમણભાઇ, ગોવર્ધનરામ અને બળવંતરાયે આ કળા ઠીક ખિલવી છે; તેમાંયે, બળવંતરાયની ક્લિષ્ટતામાંથી જે અપૂર્વ કાવ્યરસ ઝરે છે તેનેજ લીધે "ભણકાર" આજે ગીતાની જેમ ઘેર ઘેર વંચાય છે. જતે દહાડે ભારતના અને જગતના, સાહિત્યમાંથી તે ભગવદ્ગીતાને પદભ્રષ્ટ કરીને તેનું સ્થાન લે એ પણ અસંભવિત નથી. આવો અદ્ભુત ક્લિષ્ટતાનો પ્રભાવ છે.

ત્હમે પણ તેનોજ આશ્રય શોધજો. પ્રાકૃતજનો અને લોકભોગ્ય સાહિત્યના પક્ષકારો ત્હમારા એ પગલાને નિંદશે. તે પગલા વિરુદ્ધ ગજ ગજનાં ચર્ચાપત્રો 'સાહિત્ય'માં છપાવશે પણ પહેલેથીજ હાથી પછાડી ક્ષુદ્ર શ્વાનો ભસતા આવ્યા છે. ત્હમારે સાહિત્યદેશમાં હાથીની ગૌરવશીલ પદવી પામવી હોય તો એ નિંદાઓની ઉપેક્ષા કરતાં શીખજો. નિંદાખોરો શું જાણે કે હાથી સમી ધીર ગંભીરી ચાલે ચાલતી-ડોલતી ત્હમારી ભારદાર બુદ્ધિને ક્લિષ્ટતા કેવળ સહજ થઇ પડી છે? વળી કદિક એવું પણ બનશે કે, ઘાયલ કરનારૂં સ્ત્રીસૌન્દર્ય નીરખીને કે કોઇક કાશ્મીરની ઉન્માદકારિણી નિસર્ગલીલા ન્યાળીને ત્હમારી કાવ્ય રસિક કલ્પના વિદ્યુદ્ વેગે ધસશે. તેવે વખતે સાદા શબ્દો કે સાદી રચના ખોળવા બેસશો તો હૃદયમાં ફુરેલું કાવ્યઝરણું અણચીંતવ્યું સુકાઇ જશે. એથી ઉલટું, જેમ આવે તેમ લખ્યે જશો, અને શૈલીને જાળાં-ઝાંખરાં જેવી થવા દઇને તેમાં ક્લિષ્ટતા જામવા દેશો, તો ત્હમને તેમ વાંચનારને તેની લિજ્જત કાંઇ ઔર આવશે. એ લિજ્જતના અવર્ણનીય આનંદ ત્હમારા દુર્ભાગી વિરોધીઓના નશીબમાં ક્યાંથી!

ઉપરાંત આપણે સમજવાની જરૂર છે કે હાલના જમાનામાં મનુષ્યોનાં જીવન સર્વાંશે ક્લેશ-મય બનેલાં હોવાથી ક્લિષ્ટ કવિતાઓની ખરી ખપતનો વખત અત્યારે છે. આજનો સામાન્ય માણસ ક્લિષ્ટતા યુક્ત કાવ્યોનો જેટલો શોખીન છે તેટલો સીનેમાઓનો કે રેસકોર્સનો શોખીન

નથી. તે જાણે છે કે ક્લિષ્ટ કાવ્યોમાં મ્હારા નિત્ય જીવનનું દૃગદ્ પ્રતિબિંબ છે, જ્યારે સરતો ને સીનેમાઓ તો મ્હને માત્ર ક્ષણભંગુર, મિથ્યા આનંદ આપીનેજ અટકે છે.–આવા ગુણદર્શી ને તત્ત્વજ્ઞાનશીલ સામાન્ય વાચકને સંતોષવો એ તમ જેવા ક્લિષ્ટ કવિનું આદ્ય અને એકજ કર્તવ્ય છે.

× × × ×

કાવ્યના વિષયનું ક્ષેત્ર વિશાળ છે અને પ્રતિદિન વિશાળતર થતું જાય છે. સ્વર્ગીય અપ્સરાઓથી માંડીને, "મોટરનું ભુંગળું સાંભળી પ્રકટેલા ઉરભાવો" સુધી કોઈ પણ વિષયપર કાવ્ય લખી શકાય છે. તો પણ, મ્હોટે ભાગે અપ્સરાઓના કાવ્યો લોકપ્રિય થાય છે કેમકે આપણા પૂર્વજ ઋષિવરોને અપ્સરાઓ સાથે ઠીક બનતું; અને પૂર્વજપૂજક આપણે ત્હેમની એ મીઠી મહોબ્બતનાં સંભારણાં રૂપે આજે દેવાંગનાઓનાં યશોગાન ગાવામાં પિતૃઋણ અદા કરવા સિવાય વધુ કંઇ કરતા નથી. આ કારણથીજ નરસિંહરાવે "દિવ્ય સુન્દરીઓનો ગરબો," અને ન્હાનાલાલે "અમે અમર યૌવનની મૂર્તિઓ" લખ્યાં. આવા કાવ્યોના પણ વિરોધીઓ હોય છે એ નોંધવા જેવું છે. જેને પોતે "ગિરિકંદ્રાની અપ્સરાઓ" કહે છે તેની સામે ચોથી સાહિત્ય પરિષદમાં રા. દિવાકરે ઝુંબેશ ઉઠાવી હતી, પણ તેમાંની એકાદી ત્હેમને હાથ તાળી દઇને નાસી ગઇ હોય અને તે દ્હાડનું વેર વાળવા એમણે એવાં કાવ્યો વિરૂદ્ધ ઝુંડો ઉઠાવ્યો હોય એ અટકળ અસ્વભાવિક તો નથીજ. બાકી, મનમોહના અપ્સરા સાથે જંગ મચાવતાં કયા રસિકનું દીલ ચાલી શકે?

–પ્રભુભક્તિનાં કાવ્યોનું આપણું સાહિત્ય વિપુલ છે પણ તેના વિશેષ વિકાસ માટે હજુ ઘણો અવકાશ છે, કેમકે, જ્યાં સુધી પ્રભુ છે એમ લોકો માને છે ત્યાં સુધી તેની ભક્તિ થયાં કરવાની અને તદ્વિષયક કાવ્યો પણ રચાયા કરવાનાં. તેવી રચના કરવાનું કોઇક વાર ત્હમારે માથે પણ આવી પડે એ બનવા જોગ છે. એ જાતનાં પ્રભુકાવ્યો પરથી લોકોનો મોહ ગયો નથી ત્યાં સુધી એવો માલ પુરો પાડવાના પ્રસંગો આવ્યાજ કરવાના. પણ મુશ્કેલી એ નડે છે કે આ વીસમીસદીમાં સાચી પ્રભુભક્તિથી કોઇનું દીલ હળમળી શકતુ નથી. ત્હમે પણ ઘણે કરીને એવીજ શ્રધ્ધારહિત દશામાં હશો, અને છતાં, ભક્તિકાવ્ય તો ત્હમારે લખવુંજ પડવાનું; લોકો તે માંગે છે અને તેને માટે ત્હમને પૈસા આપે છે. લખ્યા વિના છૂટકો નથી; તેમ બીજી બાજુ લખવાની સહજ ઉર્મિ પણ નથી ત્યારે શું કરશો?

એવક વળી જાવ, માથું છેક નીચું નમાવીને બળીરાજા પડ્યો છે ને વિરાટ પુરૂષનો જબરદસ્ત પગ ત્હેના માથા પર ગુડાવ્યો છે એ ચિત્ર તો કોઇક વેળા જોયું હશે? ત્હમારી જાતને બળીરાજાને સ્થાને કલ્પો અને વિશ્વનિયંતા પોતાના અમાપ ભારથી ત્હમને ચાંપી રહ્યા છે, ત્હમે પોતે આ બ્રહ્માંડમાં ભૂલા પડેલા પામર, લાચાર, નામર્દ જીવ છો. ત્હેના દાસાનુદાસ છો, એજ ત્હમારૂં એક શરણું છે–એવા એવા વિચારો લાવીને બેહદ ક્ષુદ્રતા અનુભવો.–અને પછી જુઓ કે કેવાં અદ્ભુત પ્રશ્વકાવ્યો, ટંકશાળમાં પડતા સીક્કા પેઠે આપોઆપ રચાતાંજ જાય છે. ત્હમારૂં હૃદય રેતાળ રણ જેવું હશે, શ્રદ્ધા કે આર્દ્રતાનો ત્યાં છાંટોયે નહીં હોય, તો પણ આ પ્રયોગ. તેટલી ક્ષણો માટે તો ત્હમને સાક્ષાત પ્રભુનાં દર્શન કરાવી રહેશે. એ ક્ષણિક દર્શન ત્હમારા હેતુની સિદ્ધિ માટે તદન પુરતાં છે. પછી પાછા ભલે નાસ્તિક થઇ જજો, તેમાં અડચણ નથી.

રાષ્ટ્રપ્રેમ અને દેશપૂજાનાં કાવ્યો આજકાલ એક ફેશનરૂપ થઈ પડ્યાં છે એ તો જાણીતું જ છે. એવાં કાવ્યો સ્વદેશ ધેલાંને સુગમ છે; તેવાંઓ માટે મ્હારી આ સલાહ નથી. મ્હારો નમ્ર છતાં દઢ અભિપ્રાય છે કે બંકિમચંદ્ર वन्दे मातरम् । લખે કે ખબરદાર "ગુજરાતનો જય કુંડ" પ્રકટાવે તેમાં બહુ વિશિષ્ટતા નથી. પણ કોઈક મધુર સવારે જગત જાગીને સુણે કે ઓગ-ડીઅર જનરલ ડાયરે "ભારત માતને ચરણે" નામનું સ્તોત્ર લખ્યું, તેની ખુબી ન્યારીજ છે!

ત્યારે ત્હમે સ્વદેશ ઘેલા નથી છતાં સ્વદેશી કાવ્ય લખવું છે. તેમ કરવા માટે ત્હમારા હૃદયમાં કોઈ પણ રીતે દેશાભિમાનનો જુસ્સો ઉત્પન્ન કરવો જોઈએ એ તો દેખીતું છે. તે જુસ્સાનાં ઉત્પાદક સ્થાન જાહેર સભાઓ. તેને આ યુગમાં શોધવા જવી પડે એમ નથી. આઠે પહોર ને આઠે ઘડી જ્યાં જુઓ ત્યાં હમણાં હમણાં હિંદુસ્તાન જાહેર સભાસ્થાનજ બની રહ્યું છે. તેવી એકમાં જશો ને ત્યાંની હવા ત્હમારાં નસકોરામાં પ્રવેશ કરશે, દેશસેવાની ત્યાંની ખુમારી ત્હમારે મગજે ચડશે અને ત્યાંનો કોલાહલ ત્હમારા જીવને ડહોળવા લાગશે કે તુરત પેલા જુસ્સાના અંકુરો ત્હમારી આત્મભોમે ફુટવા લાગશે. તેને વક્તાઓના નયન ચમકારથી પ્રકાશ, મુખ વર્ષાળથી ગરમી અને હસ્ત ચેષ્ટાથી ઢોળાતા વાયુએ સર્વથી પોષણ મળશે એટલે જુસ્સાના સુવિકસિત વૃક્ષની ડાળીઆળી ઘટા વિસ્તરશે, અને દેશભક્તિનાં અનુપમ કાવ્યો રૂપી ફૂલથી એ લચી રહેશે.

આવાં વિશિષ્ટ પ્રકારનાં કાવ્યો ઉપરાંત સામાન્ય પ્રકારનાં—જેવાં કે કોયલ, સનમ, ખેતર, મહુલી વીષે પણ સારાં કાવ્યો લખી શકાય છે.

× ×

ગુજરાતી કવિતાને છંદમાં ઉતારવી કે નહીં? પ્રાસ તેને પહેરાવવો કે નહીં? આ પ્રશ્નો વીશ પચીશ વર્ષ પહેલાં તો અસ્તિત્વમાંજ નહોતા. તે વખતે છંદ અને પ્રાસને, સર્વ આવશ્યક દેખીતી અને કુદરતી વસ્તુઓ તરીકે સ્વીકારી લેવામાં આવતા (આમ હોવા છતાં એ જમાનામાં રમણભાઈને "છંદ અને પ્રાસ" વીષે લાંબો નિબંધ લખવો પડ્યો એ ઘટના વાચકોના અલ્પજ્ઞાન અને નિબંધકારના અતિજ્ઞાનની સૂચક છે) પણ હવે એ કૃત્રિમ બંધનો નાશ પામ્યો છે. કવિ નાનાલાલની અપૂર્વ શૈલીના એ પ્રતાપ, તે શૈલી ત્હમને લખતાં બહુ શ્રમ નહીં આપે; એ તો ખરૂંજ; પણ ત્હમને પ્રખ્યાતિ પણ સહેલાઈથી પ્રાપ્ત કરાવશે. નાનાલાલશાહી શૈલીનાં કાવ્ય પણ કાવ્યની આજના સાહિત્ય બજારમાં કોહીનુર જેટલી કીંમત છે.

આધુનિક ગુજરાતના શીખાઉ કવિઓપર એથી પણ મ્હોટું ઋણ "રસ-ગીતો" ના રસોત્પન્ન કર્તાએ ચઢાવ્યું છે. એ શૈલી વાપરવામાં સરળતા તો પાર વિનાની છે. બસ, ત્હમારે લખવાનું તો શુદ્ધ—નર્યું—કેવળ ગદ્યમાંજ. માત્ર ત્હેને કહેવું 'ગીત' એટલે એને કાવ્યમાં, કવિતામાં, ગીતમાં, સંગીતમાં,—જેમાં ખપાવવું હશે તેમાં ખપાવી શકાશે. આ અદ્ભુત શોધની ખબર સ્વીડનની નોબલ પ્રાઇઝ કમીટીને હજુ પડી નહીં હોય એમ લાગે છે; જો પડી હોત તો તેઓ ટાગોર, નટ હેમસન કે આના તોલ ફ્રાંસ જેવા પ્રમાણમાં સાધારણ લેખકોને બદલે આ સાહસિક શોધકને જ એ ઇનામ કાયમ માટે આપી દેત—કાયમ માટે, કારણ કે એકાદ વરસેજ એની કદર ભુલીને બેસી રહેવાય તેવી નાની સુની આ શોધ નથી.

એક મહત્વનું અને અતિશય ઉપયોગી સૂચન કર્યા વિના સમાપ્તિ કરવાનું અનુચિત લાગે છે.

પ્રત્યેક ભાષાના કાવ્ય સાહિત્યમાં એકાદ બે ખુબ માનીતા શબ્દો એવા હોય છે કે જેને

કવિઓની વડીલોપાર્જિત મીલકત સમાન ગણવા પડે છે; લગભગ દરેક ન્હાની મ્હોટી કવિતામાં સંબંધ હોય કે ન હોય તો પણ એ વપરાવાજ જોઇએ. અંગ્રેજીમાં 'સ્વીટ' અને સંસ્કૃતમાં 'કમલ' એ આ પ્રકારના શબ્દોનાં ઉદાહરણો છે. આપણી વધુ સમૃદ્ધિવાન ભાષામાં તેવા શબ્દો બે જડે છેઃ-'દિવ્ય' અને 'અનેરૂં'.

## ગાવૈયો.

લે. સૌ. કાન્તાબ્હેન ડી. ખાંડવાળા.

[આ નવાં લેખિકા બ્હેનને ગુજરાતી સાહિત્યમાં આવકાર આપતાં અમને આનંદ થાય છે. તેમના બધા લખાણમાં ભાષાના જડ નિયમોને બદલે સહૃદયતા પ્રાધાન્ય જણાશે. એમના આ લેખમાં દરેક ભાવનાશીલ માણસોને થતો દુનિયાનો કડવો અનુભવ આલેખાયો છે.—અધિ.]

જગત સંગીત જાણતો હતો. સંગીતનું જ્ઞાન મેળવવાના તેના મનોરથો સંતોષાયા હતા. એના સંગીતમાં ઉછરતા યૌવનની ઉંડી લાગણીઓ હતી. તે ગાતો ત્યારે સર્વત્ર સંગીતની ધ્રુવ જોતો. હવામાં, મનુષ્યોમાં પણ સંગીત જોતો. એને ગાવા સિવાય બીજું કંઇ ગમતું નહિ. પ્રસંગે પ્રસંગે ગાયાજ કરતો. જગતને લોકો ન્હોતા ઓળખતા, જગતના સંગીતને તેઓ જાણતા. કોઇએ કદી એને ગાયા વગર બેઠેલો જોયોજ નહોતો.

જગત ગાતો લોકો સાંભળતા. જગત તે લોકોના હૃદયમાં ભાવનાઓ જગાડવા મથતો. પણ લોકો તેને હસતાં, તેઓ કહેતા "જગત સંગીત અમારી ભુખ નથી ભાગવાનું, તું ગાયા કરે અને ભાવનાઓમાં રમ્યા કર. અમારા જીવનમાં એને ઉંચુ સ્થાન આપવું અમને પરવડે એમ નથી." જગત આથી ચીડાતો અને કદી કદી ચાલી જઇ એકલોજ ગાતો.

આજે જગતના મિત્રો એનું સંગીત સાંભળવા યે ન્હોતા આવતા. એ બધાં પોતાની ઉપાધિઓથી ગભરાઇ ગયાં હતાં તો તેમને સંગીત તો ક્યાંથીજ સુઝે. જગત તો હજીયે ગાતો પણ તેના સંગીતમાં હવે કરૂણરસ અને નિરાશાજ જણાતાં—તેની પ્હેલાંની ગાયનની ધુન અને મસ્તીતો ક્યાંય ચાલ્યાં ગયાં. એ એકલોજ પડી રહેતો. એનો ઉલ્લાસ ઓછો થઇ ગયો હતો. પણ તેવા સંગીતમાં પણ તેને આરામ મળતો.

કદી લોકો એનું સંગીત સાંભળતાં અને વખાણતાં પણ પછી કંઇ ન હોય તેમ વર્તતાં. જગતને તો સંગીતની વાતો કરનાર જોઇતાં હતાં. સંગીતમાં રસ લેનાર ગમતાં હતાં. તેને આ લુખુ લાગણીહિન માન કેમ ગમે?

જગત જોઇ શકતો હતો કે મિત્રના અને સંગીતને કેંઇ ઉંડો સંબંધ હતો. તેને હવે લાગ્યું કે મનુષ્યોની ખરી ભાષા સંગીત હતી. સંગીતના સૂરોમાંજ લોકોના હૃદયો જોવાતાં. મિત્રતા પર અને મિત્રો માટેજ કવિતાઓ રચાતી. મનુષ્યો ન હોય તો કવિતા સંભવે પણ ક્યાંથી? કુદરતનાં સંગીતમાં પણ દેવોની પ્રત્યક્ષતા દર્શાવાતી તો એકલું સંગીત-મનુષ્યોના સહવાસ વગરનું સંગીત પણ કેવું લાગે?

દિવસે દિવસે જગતના સૂરો વધારે ધીમા અને નિરાશાજનક થયા. એનાં સંગીતમાં એ મિત્રોના હૃદયની સખ્તાઇ ગાંઇ રહ્યા હતો. એના સંગીતને પુર્તિ આપવા મનુષ્યોનો સહવાસ જોઇતો હતો પણ મનુષ્યોની વ્યવહારિક રીતભાતોથી તે કંટાળ્યો હતો.

જગત હવે વારંવાર દરિયા કિનારે અથવા કોઇ ન્હાનાં ન્હાનાં ગામડાંઓમાં કે ડુંગરોમાં દેખાતો. પર્વતોની સુંદર લીલી ખીણોમાં અને ટોચ પર રખડતો, તે કુદરતનું નિઃશબ્દ સંગીત

સાંભળતો અને પોતાનું સંગીત તેને સંભળાવતો—જગત કુદરતનો મિત્ર થયો. વનદેવતાઓને આવાહન કરી બોલાવતો ને પોતાની કલ્પનામાં તેને જોતો. તેમને સંગીત સંભળાવતો. આમ જગતે નવા મિત્રના સહવાસમાં જુનો શોક ભુલવા માંડ્યો. ન ભુલાયો તેને હૃદયમાં ઉંડો છુપાવી દીધો. સુંદર સ્હવાર અને રેમણીય સાંજના લીલાવનમાં બેસી તે ગાતો. મનુષ્યો સાંભરતા તેની ખોટ જણાતી અને અશ્રુઓ સારતો. પણ પછી બધું સ્વપ્નવત હોય તેમ ભુલી જતો.

આજે કુદરત જગતપર સ્નેહની દૃષ્ટિથી જોઇ રહી છે. આટલા મનુષ્યોમાં એકજ મનુષ્ય કુદરતનું સહવાસી બન્યું હતું. એકજ મનુષ્યને કુદરતે પોતાની આત્મકથા સંભળાવી હતી.

જગત હવે કુદરતનો ગવૈયો થયો હતો.

---

# પ્રિયતમાને દ્વારે.

લે. રા. 'પ્રેમજ્યોતિ'

તે ન્હોતું બ્રહ્મમુહૂર્ત કે જ્યારે ઓમનું ગુંજન કરતા મુનીજનો સમાધિષ્ટ થાય; તે ન્હોતી વસંતના શુક્લપક્ષની રસવતી રાત્રિ કે જ્યારે વ્હાલાંના વિરહ ઘડીયે ના રહેવાય, તે તો પ્રખર મધ્યાન્હનો સમય હતો જ્યારે વિશ્વવાટીકાની વેલડીઓ તપતી હતી ને કુંજનિકુંજમાં પુષ્પના પરાગ સૂકાયા હતા.

તે ટાણે પ્રિયતમાને મળવા મ્હેં પ્રયાણ આદર્યું. મ્હારા સાથીઓએ આ પ્રખર તાપમાં જવા ના કહી પણ પ્રેમઘેલો તે કયમ માને?

થોડે દૂર ગયો ન ગયો ત્યાં તો અકાળ વૃષ્ટાની ધોધમાર હેલી વર્ષી ને હું ભીંજાણો.

હું આશાભેર, શ્વાસભેર પ્રિયતમાને દ્વારે દોડયો; પરંતુ દ્વાર બંધ દીઠાં. મ્હેં ઉત્સાહમાં ને ઉત્સાહમાં દ્વાર ઠોક્યાં, રૂપેરી ઘંટડી સમા સાદે તેણે પૂછ્યું, "કોણ છો?" મ્હેં ઉત્તર દીધો, "એ તો હું." પરંતુ દ્વાર ન ઉઘડયાં. હું આશાભેર બેસી રહ્યો.

ધીરે ધીરે વાદળાં વિખરાયાં—પ્રિયતમાની વાડીનાં પર્ણો મૌક્તિકોથી અલંકૃત કર્યાં હોય અને લતાઓને સપ્તરંગી માલાઓ પહેરાવી હોય એમ દીસવા લાગ્યું.

* * *

પ્રેમ એ જીવન છે, પ્રેમ એ પ્રભુ છે, પ્રેમ, પ્રેમ, પ્રેમ ગાતું સારસ યુગલ ઉડતું હતું. પૃથ્વીએ પ્રભાકરને આલિંગવા નિજ કર લંબાવ્યા હતા, ને તે દોડતો, દોડતો પ્રિયતમાના આલિંગનમાં સમાઇ જતો હતો. ત્યારે મ્હેં દુઃખી થઇ ફરી દ્વાર ઠેલ્યાં.

વિણા સમા સાદે તેણે પૂછ્યું; "કોણ છે?" મ્હેં ઉત્તર દીધો, "એ તો હું." પરંતુ દ્વાર ન ઉઘડ્યાં, ને હું આશાભેર ત્યાંજ બેસી રહ્યો.

* * *

નિજ પતિદેવને નિહાળતાં પોયણીઓ પ્રફુલ્લ થઇ, હૃદયની સોળે પાંખડીઓ પ્રસારી, રજનીએ પય સમા શ્વેતાંબર સજ્યાં ને સૃષ્ટિને સ્નેહ સલિલથી સ્નાન કરાવવા માંડ્યું. ત્યારે પ્રફુલ્લ વદને મ્હેં વળી દ્વાર ઠેલ્યું.

કોકીલ સમા સાદે તેણે પૂછ્યું. "કોણ છે?" મ્હેં ઉત્તર દીધો, "પ્રિયતમે! "હું" તે "તું" જ" ઉત્તરનો પ્રતિધ્વની પૂર્ણ થાય તે પ્હેલાં તો દ્વાર ઉઘડી ગયાં.

---

# ત્રિકાલ.*

લેખકઃ રા. અરદેશર ફરામજી ખબરદાર.

૧

મીઠી મીઠી બોલે વસંત ઉર ડોલે,
હો ઝૂમે આશાના મ્હોર;
રાતું રાતું ખીલે પ્રભાત રંગ ઝીલે,
તે લાગે ઝાંખા ને ઘેર;
રંગ હૈડે વસે રે લોલ!

૨

કોયલ ડાળે ડાળે ટહુકી કૂહે ઉન્હાળે,
હો નાચે પ્રીતિના મોર;
તપી તપી તાપે બપોર તેજ વ્યાપે,
ત્યમ ચળકે આંખલડી ચોરઃ
પ્રભા મુખડે હસે રે લોલ!

૩

પાન ખરે ઝૂકે હેમંત વાયુ ફુંકે,
હો ફૂટે સ્મૃતિના અંકોર;
ભૂરી ભૂરી સાંઝે એકાંત થૂડ દાખે,
ત્યાં પડઘા પાડે ઉરશોરઃ
દિશા ડૂબતી દિસે રે લોલ!

---

* આ ગરબીની રચના નવીન છે.

# અર્વાચીન મરાઠી ગદ્ય.

કોઇ પણ પ્રજાનું સાહિત્ય સમજવા માટે ત્હેની ભાષા અને વાંઙ્ગમયના સળંગ ઇતિહાસની આવશ્યકતા તો હવે સૌ કોઇએ સ્વીકારી છે. પ્રજાની રાજકીય, સામાજીક, નૈતિક, ધાર્મિક અને બુદ્ધિ વિષયક સ્થિતિનું અવલોકન અને તે સૌના બહારના જગત્ સાથેના સંબંધનું સ્પષ્ટીકરણ, જુદી જુદી વિચારશ્રેણીઓ અને અનેક પ્રવાહોએ પ્રજાજીવનના ઘડતરમાં આપેલા ફાળાની સમીક્ષા, ત્હેની આશા અને અભિલાષોનું-ભાવના અને મહદીચ્છાઓનું દિગ્દર્શન, જે જે કારણોને લીધે સાહિત્યની દિશા નિર્માણ થઇ હોય તે કારણોનું યથેચ્છ વર્ણન, જુદા જુદા યુગોના મહાન સાહિત્યકારોના ચિરંજીવ ગ્રંથોનું તેમજ તેઓએ તે સમયના સાહિત્ય પર કરેલી અસરનું વિવેચન, અને પ્રજાજીવનમાં પ્રસંગે-પ્રસંગે આવતી વિચાર, ભાવના અને લાગણીઓની ભરતીઓનો નિર્દેશ-આ સૌનો સાહિત્યના સાચા ઇતિહાસમાં સમાવેશ થવો જોઇએ. આ પ્રમાણે વિચારતાં પ્રો૦ પોટદારનું પુસ્તક * ત્હેની સ્વતંત્ર લેખનપદ્ધતિને લીધે, ત્હેમાં સમાયલી વિસ્તારપૂર્વક હકીગતોને લીધે, ત્હેમાં વ્યાપી રહેલી સાચા ઇતિહાસકારની નિર્મળ દ્દષ્ટિને લીધે અને ત્હેમાંનાં સુસંબદ્ધ વિચારો અને સ્પષ્ટ નિરૂપણને લીધે સૌનું ધ્યાન ખેંચી રહે એવું બન્યું છે. મરાઠી ગદ્યનો આ ઇતિહાસ લાંબા સમયની એક ખોટ પૂરી પાડે છે. ગુજરાતી ગદ્યના ઇતિહાસ લેખકને એમાંથી સૂચનો મળે અને ગુજરાતી વાંચક વર્ગને મરાઠી ગદ્ય સાહિત્યનો કંઇક ઝાંખો ખ્યાલ આવે એ હેતુથી અહીં ત્હેનો ટૂંક સાર આપ્યો છેઃ—

આ ઇતિહાસમાં સને ૧૮૧૦ થી ૧૮૭૪ સુધીનાં ૬૪ વર્ષનો સમાવેશ કરવામાં આવ્યો છે. અનેક દુઃખદ સ્મરણોથી ઉભરાતો એ સમય છે. પેશ્વાએ પોતાનું રાજ્ય ગુમાવ્યું હતું અને પૂનામાં ત્હેના મહેલ પર અંગ્રેજોએ પોતાનો 'યુનીઅન જેક' વાવટો ફરકાવી દીધો હતો. મહારાષ્ટ્રમાં જેમ જેમ અંગ્રેજી રાજ્ય સ્થાપિત થતું ગયું તેમ તેમ લોકો જાણે વિજળીના ચમકારથી ચકિત થઇ ગયા હોય તેમ પોતાની વિચારશક્તિ, ઇચ્છાશક્તિ અને લાગણીઓ ખોઇ બેઠા. રાજ્ય ગયુંજ શી રીતે તે તેઓ જાણી શક્યા નહિ! આભારની અસંખ્ય લાગણીઓથી જેની કાર્કિર્દી યાદ કરવામાં આવે છે તે માઉન્ટસ્ટુઅર્ટ એલફિન્સ્ટને મહારાષ્ટ્રવાસીઓની આ સ્થિતિ સ્પષ્ટ-પણે જોઇ. 'નવું રાજ્ય આવ્યું' છે એ વાતજ લોકો ભૂલી જાય તે માટે તેણે પ્રયાસ કરવા માંડયા તેને લાગ્યું કે લોકોને બ્રિટિશ રાજ્યમાં રસ લેતા કરવા માટે તેણે ત્હેમની સાથે સ્નેહભાવથી વર્તવું જોઇએ. અને ત્હેમને કેળવણી આપી બ્રિટિશ રાજ્યના અનેક ફાયદાઓથી ત્હેમને વાકેફ કરવા જોઇએ અને તોજ તેઓ નવાં રાજ્યને એકનિષ્ઠાથી વળગી રહી ત્હેને ચાહતાં થાય. આથી તેણે "ધી બોમ્બે નેટિવ એજ્યુકેશન સોસાયટી" નામની એક સંસ્થા સને ૧૮૨૨માં સ્થાપી. રાજ્ય અને પ્રજા વચ્ચેનું અંતર ઓછું કરી ત્હેમને વધુ નિકટ સંબંધમાં લાવવા માટે આ પગલું પણ જરૂરીજ હતું. આમ પ્રજાનો મ્હોટો ભાગ સંસ્કૃત અને દેશી ભાષા શિખવા લાગ્યો. જ્ઞાન અને કેળવણીના આ કાર્યનો વિચાર કરતી વખતે મરાઠી મિશનરીઓએ આપેલો અમૂલ્ય ફાળો વિસરી જવો જોઇએ નહિ. તેઓએ

---

* मराठी गद्याचा इंग्रजी अवतार લેખક પ્રોફેસર ડી. વી. પોટદાર બી. એ, ન્યુ પૂના કૉલેજ પૂના. (જુ. શા. એ.)

ભાષા અને સાહિત્યનો અભ્યાસ કર્યો, બાઇબલનું મરાઠી ભાષાન્તર કર્યું, નિશાળો સ્થાપી અને દેશીઓને ખ્રિસ્તી બનાવવાનાજ ઉદ્દેશથી મરાઠીનો આસરો લીધો. હેતુ ગમે તે હો છતાં તેમણે મરાઠી સાહિત્યની અપૂર્વ સેવા બજાવી છે એ તો નિર્વિવાદ છે. સાચું કહીએ તો મરાઠી ગદ્યના પિતા એમનેજ કહેવા પડે. આમ કેળવણીની શરૂઆતથી સમાજ પર જબરી અસર થઇ.

છતાં સને ૧૮૫૪ સુધીનાં સાહિત્યમાં ૬૬૧ પુસ્તકોથી વધારેની ગણત્રી કરી શકાય એમ ન્હોતું અને તે પણ શાળોપયોગી પાઠ્ય પુસ્તકો, લોક સાહિત્ય, વૈજ્ઞાનિક ગ્રન્થો અને કાયદાનાં પુસ્તકોજ હતાં. પ્રો૦ પેટદાર એ ૬૪ વર્ષના યુગને ચાર ભાગમાં વ્હેંચી નાંખે છે અને તે યથાર્થજ છે.

**( ૧ ) સને ૧૮૧૦ સુધીનું સ્વરાજ્ય વખતનું મરાઠી ગદ્ય.** એમાં તવારીખ, મરાઠી યોધ્ધાઓએ અને રાજ્યનીતિજ્ઞોએ વખતો વખત લખેલા પત્રો, માનભાવ સંપ્રદાયના ગ્રન્થો ( લીમા સંવાદ ) અને સ્ત્રીઓનું कहाणी સાહિત્ય આટલાંનોજ સમાવેશ થાય છે. આ ગદ્ય સાહિત્યની એક વિશેષતા એ છે કે એ બધુંજ ટૂંકા, સાદાં છતાં અર્થગંભીર વાક્યોમાં લખાયેલું છે અને શૈલી સંસ્કૃત કે ફારસીના મિશ્રણ વિનાની શુદ્ધ મરાઠી છે.

**(૨) સને ૧૮૧૦ થી સને ૧૮૩૬ સુધીનું મરાઠી ગદ્ય,** મહારાષ્ટ્રમાં બ્રિટિશ અમલ દાખલ થયો તે પહેલાં બંગાળામાં ડૉ. વિલિયમ કેરીએ એક એવી પ્રવૃત્તિ હાથ ધરી કે જેને પરિણામે મરાઠી સાહિત્યને ઘણોજ લાભ થયો. તે વિદ્વાન ગૃહસ્થે એક મરાઠી-અંગ્રેજી કોષ પ્રસિદ્ધ કર્યો. વળી મહારાષ્ટ્રમાં નવી કેળવણી દાખલ થવાથી શાળોપયોગી પુસ્તકો તૈયાર કરવાની જરૂર પડી. અને આ કાર્ય પાર પાડવા માટે કેટલાક વિદ્વાન યુરોપીઅનો અને મરાઠી સાક્ષરોની એક કમિટી નિમવામાં આવી. તેઓએ પ્રથમ વિદેશી ભાષામાંજ યોજના ઘડી સર્વ લખાણ તૈયાર કરી ત્હેનું શુદ્ધ, સ્વચ્છ મરાઠીમાં રૂપાંતર કર્યું. આ કાર્યની સફળતા બાપુ છત્રે અને બીજા પ્રખર વિદ્વાનોનેજ આભારી હતી

**(૩) સને ૧૮૩૬ થી સને ૧૮૫૭ સુધીનું મરાઠી ગદ્ય.** ગયા યુગમાં પ્રગતિનું જે કાર્ય શરૂ થયું હતું ત્હેને આ યુગમાં અપૂર્વ ઉત્સાહથી જારી રાખવામાં આવ્યું. પણ એવામાં લૉર્ડ મેકોલેએ પોતાને સહજ એવા આવેશથી અંગ્રેજી કેળવણીની તરફદારી કરી. કેળવણી વિશેની ત્હેના વિશ્વવિખ્યાત નોંધ Despatch ને લીધે દેશી અને અંગ્રેજી ભાષાના હિમાયતીઓ વચ્ચે રસાકસી શરૂ થઇ અને ત્હેને અન્તે દેશી ભાષાના અભ્યાસને સખત હાની પહોંચી અને અંગ્રેજીના અભ્યાસને પુરતો ટેકો મળ્યો. સને ૧૮૪૦ માં "બોર્ડ ઑફ એજ્યુકેશન" સ્થાપવામાં આવ્યું. સરકારે તરતજ એક સરકારી ખાતું ખોલ્યું અને સને ૧૮૫૭ માં હાઇસ્કૂલો અને કૉલેજો અસ્તિત્વમાં આવી. આજ વર્ષમાં મુંબઇ યુનિવર્સિટીનો પણ જન્મ થયો. બાલ શાસ્ત્રી જાભેકર અને પરશરામ પન્ત તાત્યા ગોડબોલે તે સમયની અગ્રગણ્ય વ્યક્તિઓ હતી. લોકોએ અંગ્રેજી ભાષા સાહિત્યનો આસ્વાદ લેવા માંડયો, છાપખાનાંઓ નીકળ્યાં અને વિદ્વાન લેખકોને હાથે વર્તમાનપત્રો અને માસિકો શરૂ થયાં. તે વખતના લેખકો અંગ્રેજી વિચારોથી ઓતપ્રોત થઈ ગયા હતા. અને ત્હેની અસર ત્હેમનાં લખાણોમાં પણ ઉતરી. અંગ્રેજીના પ્રથમ અભ્યાસીઓ અને કેટલાક પંડિતો અને કેટલાક શાસ્ત્રીઓ તો આ પશ્ચાત્ય કેળવણીથી એટલા બધા અંજાઇ ગયા કે તેઓ પોતાના ભૂતકાળના મરાઠી વારસનો ઉપહાસ કરી ત્હેનું

તેટલું બધુંજ કોડીની કિંમતનું એમ ગણવા લાગ્યા. ટૂંકમાં મરાઠી અને પ્રાચીન સાહિત્યના માનને આથી ઘણી હાનિ પહોંચી. છતાં શાળા–સાહિત્ય ઝડપ બંધ વધવા લાગ્યું. વિદ્વાનોએ સારા સારા અંગ્રેજી ગ્રન્થોનાં મરાઠી ભાષાંતરો કર્યાં. સરકારી અને મિશનરી શાળાઓ સ્થપાઇ. ધાર્મિક ઝગડાઓ પ્રસંગે ખ્રિસ્તી અને હિન્દુઓએ પોતપોતાનાં પુસ્તકો મરાઠીમાંજ લખ્યાં. મરાઠી લેખનનો પ્રચાર વધે તે અર્થે મંડળીઓની સ્થાપના થઇ. આજ વખતે દાદોબાએ એક મરાઠી વ્યાકરણ લખ્યું અને ભાષાને સ્થિરતા અર્પી. નવનીત જેવા ગ્રન્થે પ્રાચીન કવિઓને લોકપ્રિય કર્યા. મરાઠી સાહિત્ય આમ વિકાસ અને પ્રગતિના પન્થે આગળને આગળ ધપ્યું ગયું અને વખત જતાં હેમાં વિવિધતા અને બળ આવતું ગયું.

(૪) **સને ૧૮૫૭ થી સને ૧૮૭૪ સુધીનું** મરાઠી ગદ્ય. આ સમય દરમ્યાન મરાઠી સાહિત્યોદ્યાનમાં પરશરામપન્ત ગોડબોલે, કૃષ્ણ શાસ્ત્રી રાજવાડે, વિનાયકરાવ કિર્તાને, કૃષ્ણ શાસ્ત્રી ચીપલોનકર અને એવાજ બીજા કુશળ ને રસિક માળીઓ કામે લાગી ગયા. તેઓએ વાડીની સૌન્દર્યશોભા વધારી ને વાતાવરણને સુગંધથી ભરી દીધું. લોકોની સામાજીક અને રાજકીય દૃષ્ટિ વધુ વિશાળ અને ઉદાર બની. દૃષ્ટિસંકોચ, રૂઢિબંધન અને ખોટા વહેમોની અસર પડી ભાંગતી હતી. કેળવાયલો વર્ગ સામાજીક પ્રશ્નોની ઉકેલ પશ્ચિમની નજરે આણવા મથતો હતો અને સાહિત્યપ્રદેશમાં વિચારસંક્રાંતિનાં ચિન્હો સ્પષ્ટ જણાતાં હતાં લેખનશૈલીમાં પરિવર્તન થતું જતું હતું. વિચાર અને લાગણીની ધડમથલોને લીધે એક નવીજ ભાષા જન્મતી હતી. શુદ્ધ સાદું મરાઠી નવા વિચારોને વ્યક્ત કરવા અશક્ત જણાતું હતું અને તેથીજ સંસ્કૃત શબ્દોનો છૂટો ઉપયોગ અને વિસ્તારી વાક્યોનો વાપર થવા લાગ્યો. આથી ભાષામાં એક જાતની પ્રૌઢતા અને સચોટતા આવી. આ બધું છતાં મહારાષ્ટ્રવાસીઓનાં વિચાર, વાણી અને લાગણીઓનું પ્રબળ પરિવર્તન કરવાનું અનોખું કાર્ય તો નિબંધમાળાના પ્રતિભાશાળી લેખકનેજ નસિબે નિર્માયું હતું. હેની સ્પષ્ટ આંતરદૃષ્ટિ, બ્રહ્માંડભેદતી કલ્પનાશકિત, ઉચ્ચ ચારિત્ર્ય, અડગ નિર્ભયતા, પ્રખર સ્વદેશાભિમાન અને રાષ્ટ્રવાદીત્વ અને એ બધું છતાં પણ હેની વિદ્વત્તા–એ સૌએ લોકોની ગાઢ નિદ્રા દૂર કરી, હેમને ભૂતગૌરવની અમોઘતા સમજાવી, પાશ્ચાત્ય જડવાદી સંસ્કૃતિની અધમતાનું ભાન કરાવ્યું અને હેમનામાં એક પ્રકારનો રાષ્ટ્રભાવ, અને રાષ્ટ્રીય અસ્મિતા પ્રગટાવી, અને કૃતિ અને વિચારોનું પૂર્ણ સ્વાતંત્ર્ય એજ પ્રજાનું અંતિમ લક્ષ્ય હોવું જોઇએ એમ લોકોના મનમાં ઠસાવ્યું.

આમ સને ૧૮૭૪નું વર્ષ આવતાં પ્રો૦ પોટદારનું પુસ્તક પુરૂં થાય છે. અન્તમાં આપણે આશા રાખીશું કે ત્યાર પછીથી આજ સુધીના મરાઠી ગદ્યનો ઇતિહાસ લખી એઓ બહાર પાડશે. *

મનુભાઇ કલ્યાણજી દેશાઇ.

* અંગ્રેજી પરથી.

# આજથી સો બસો વર્ષ પછીની પ્રજાને—

અથવા

## કબર પરનાં ફુલ.

લેખક: રા. કિશોરીલાલ શર્મા.

પ્રજાજન જરા ઉભા રહેશો ?

—તમે કયાં તમારા નગરની દરગાહ તરફ જાવ છો ને ?–પેલી જર્જરિત કબર પર ફુલો ચઢાવવા જાવ છો ? ત્યારે જરા ઉભા રહો...

જરા કહેશો ભલા ! તે કબર શા માટે ઉકેલો છો ? તેની અભંગ નિદ્રામાંથી તેના થાકયાં શરીરને શા સારૂ ખંખેરો છો ?

તમે તેના મિત્રો છો, એમ ? દોસ્તો તમને કોણે એની પિછાન કરાવી ? પેલા વાતોડા ઇતિહાસે તમને એની વાત કહી દીધી હશે. પણ વારૂ, તમે એના વિશે શું જાણો છો ?

—હું કોણ છું કે આટલી બધી પૂછ પરછ કરૂં છું ? હું મારી પિછાન આપું તો મારી વાત સાંભળશો ? હું તે છું જેની પવિત્ર શાંત નિદ્રા ખોળવા તમે બધા સજ્જ થયા છો...

ભેળા, નિર્દોષ માનવ લોક ! તમે ભ્રમનાં વંટોળમાં ઉભા છો; તમારી કલ્પના વડે અસત્યના કોટ તો ચણ્યા છે અને મારાં કૃત્રિમ ચિત્રો દોર્યાં છે...ઉભા રહો, મને બોલવા દો...તમે બધા મારી વાર્તાઓ કાવ્યો કે વિજ્ઞાન–તત્વજ્ઞાનની શોધો વિશે ચર્ચા કરો છો; અને મારાં પુસ્તકો કે ઉડતી દંતકથાઓ ઉપરથી મ્હારા જીવન સંબંધે ચિત્રો દોરો છો. તમારામાંથી કોઇક મને સાધુચરિત અને પુણ્યશાળી ગણે છે, અને મારી વાર્તાના એકાદ ખરાબ પાત્રથી મને કોઇક વિપથી પણ ગણે છે. આહ ! એ બધુંજ કેટલું ખોટું છે ? અને એ પાત્રો અને એ લાગણીઓનાં જન્મસ્થાન પણ તમે કલ્પ્યાં તે કરતાં કેટલાં જુદાં છે ? મારૂં લખાણ મારા જીવતાજીવનનું એક અણુમાત્ર નથી. લાગણીઓની ભસ્મ થયા પછી તે લાગણીઓનું સ્મરણ રાખવાનો નજીવો નિર્બળ પ્રયાસ તે લખાણ. તેમાંથી તમે શું શું શોધશો ?

મિત્રો ! હું પુસ્તકો નહિ પણ માણસ હતો. મારી લાગણીઓ, મારા દિલના કાવા દાવા, મારી ફરીયાદો, મારી અંતરવ્યથા. મારી આશાના ઉભરાઓ. ને મારા સુખદુઃખને હરખશોક એ મ્હારાંજ છે, તમારાં નહિ થાય. હજી પણ તેના ધબકારા હું સુણું છું; પણ વેગભર ધપતી સદીઓના પગરવમાં ને તમારા ત્વરા પ્રેમી સ્વભાવના ઘોંઘાટમાં તે તમને નહિ સંભળાય. મારા જેવા અનેકોની આ કથા છે; તે બધા માટે તમે સારી ખોટી કલ્પનાઓ કરી છે; ને અણજન્મ્યાં ભવિષ્યનાં બીજાં લોક તમારે માટે પણ એવીજ કલ્પનાઓ કરશે. મિત્ર' તે આવો હતો એમ કહેવા કરતાં તે કેવોક હશે એમ વિચારજો. માની લીધેલા પુરાવાથી તેને દંડ દેવા કરતાં જે અગાધ શક્તિએ ભૂત અને ભવિષ્યનું મિતર સરજ્યું તેની મહત્તા આગળ માથું નમાવજો. બુતના કુહરમાં શમી ગયેલા, સમાધિસ્થ જીવની વિના કારણ રખ્યા છંછેડવા કરતાં તમારી સાથેજ મનુષ્ય દેહમાં રહેલા, અને તમારે હાથે અન્યાય અને અનાદર પામતા પવિત્ર આત્માને સત્કાર ~~ને,~~ મનુષ્યે માત્ર દોત પાત્ર છે એમ સ્વીકારી તમારા સ્વજન અને સંસારના નિર્મળ સ્નેહ નીરમાં પડતા અંધારાને દૂર કરજો, અને ત્યારે કબરમાં સુતેલા અમે બધા પણ તમને આ

શિરોથી વધાવવા સાનંદ સજ્જન થઇશું.

મને કેમ કીર્તિનો મોહ નથી, એમ ? ભલા લોક તમે ભૂલો છો. હું તો કીર્તિને ચાહું છું, અને કીર્તિ માટે મરી શીટ્યો છું; મારી અર્ધી જીંદગી મેં કીર્તિના શમણામાં ગાળી છે, ને કીર્તિના પાલવમાં મને તે હુંફ મળી છે જે પ્રભુના કલ્પની વાગામા કે શયતાનના બખ્તરમાં નથી. સાંભળો, મારી વાત કહું.

હું જીવતો હતો ત્યારે તમે કલ્પો તેવો કૈં હું અસામાન્ય ન્હોતો. મારૂં શરીર થાક ને રોગના સપાટામાં આવતું; મારૂં મન ઇર્ષા, ક્રોધ અને ગુંગળાટને તાબે થતું; મારૂ હૃદય પ્રેમ અને ધિક્કારની લાગણીઓને વશ થતું. હું મોટા અને ખોટા વિચારો કરતો સારાં અને માઠાં કામો કર્યે જતો. હું સંસારમાં ફરતો, લોકસમુહ જોડે સંબંધ બાંધતો અને તોડતો. તેમાં મને ઘણા અનુભવો થયા હતા, એવા કે તે સાંભળી અમારા જમાનાના લોક માટે તમને તિરસ્કાર અને દયા આવે. એવા સંજોગોમાં મારી આશાએ કેટલીક ખીલી, કેટલીક મારામાં શક્તિના અભાવે અને કેટલીક માણસ અને સમાજના કારણે ચીમળાઇ નાશ પામી. અમારા વખતમાં અનેકની આશાઓને આમજ મરણ બેસતું. પણ આતો બીજીજ વાત થઇ.

અમે ન્હાના હતા ત્યારે અમારામાં જીવન હતું, જોમ હતું, તોફાન માટે પ્રેમ હતો અને તેનાં પરિણામ સહેવાની શકિત હતી. અમે ઘણાં તોફાન કર્યાં, ઘણાં કામો પણ કર્યાં હશે પણ તે કૈં તમે આપોછો તે કીર્તિ માટે નહિ અમને એવી કીર્તિની તો પરવા ન્હોતી. અમને બીચારા ભવભૂતિ, કાળીદાસ, ને શેકસપીયર જેવાંઓની દયા આવતી, અમારા લોક પણ તમારીજ પેઠે તેમની રખ્યાં છંછેડતા. પણ કહું ? લોકો બહુ તો આપણા નામ ઠામ જાણે કે જયન્તીઓ ઉજવે તેથી શું ? અમને પાંચ પેઢી પરના પિતામહની જીંદગી કેવી હતી તે જાણવાની ઉત્સુકતા કે નવરાશ ન્હોતી તો સૈકાઓનાપૂરમાં ઘસડાતા અને એકાદ છોળથી લોક સ્મરણની ખડક પર તણાઇ આવેલા કોઇ કાળીદાસ ભવભૂતિ સંબંધે અમે શું જાણીએ ? ને પેલા વ્યાસમુનિ ! એ બાપડાની તો અમે દયાજ ખાતા. એના કથાનાયક શ્રીકૃષ્ણની પ્રશંસામાં લોકો એને તો સમૂળ ભૂલી ગયા હતા. જોયુંને ? લોકોની આપેલી કીર્તિ આવી હોય છે ? અને તમને ખબર છે આ બધા કીર્તિ પામેલાંના સમકાલીનોને હાથે એમની શી દશા હતી તે ? હરિ! હરિ! ઇર્ષા અને વેરથી ચીરતા અને ચીરાતા તેમના હૈયાંના ઉન્હાં રૂધિરથી દાઝેલી પૃથ્વી હજીયે કંપે છે. કીર્તિ તૃષ્ણાના રોપાનું એ ફળ. ત્યારે આટ આટલા કીર્તિ માટે કેમ તલસે છે, એમ ? શયતાનની મહાજનોની ઝોળી અને કીર્તિના ખપ્પરની માયાની મહત્તા સરખી છે, એ નથી જાણતા ? શયતાનની ઝોળી ભરાય તે કરતાં ઉજ્વળ તેજ પુષ્પોથી કીર્તિનું ખપ્પર વધારે ઉભરાય છે. એજ માયાને વશ થઇ જીવન ઝરાના નીર્મળાં નીર મેલાં કરીને પણ કળાકારોએ કળા રચી, ને પીરાપીડ રચાયા; સેનાપતિઓ યુદ્ધો લડ્યા ને મનુષ્ય સંઘની ખીલતી અનેક ડાળીઓને હારી; હેતાળ હૃદયોના સ્નેહને પાટું મારી કલ્પનાની કિનારી પર ઉભેલી કીર્તિનો પાલવ પકડવા જ્ઞાનીઓ દોડ્યા ને ગૃહમંડપના હેત-ભર્યાં હૈયાંઓ કરમાયાં; અને અનેકો કીર્તિની તૃષ્ણામાંજ વણમાણી જીંદગી પૂરી કરી જતા રહ્યા.

એ બધું ખરૂં–ત્યારે મારી કીર્તિનું શું ? રાખો. કહું. મેં કહ્યુંને કે મારાં કામોની રજ દેશ કે કાળના લોકો પ્રશંસા કરે એ કૈં અમને મોહ પમાડતું નહિ. આખી દુનિયા વિરૂદ્ધ હોય પણ અમારૂં મંડળ અમારા કામને સ્વીકારતું એટલે બસ. પણ પછી તો એ બધાં પણ મારા જગતમાંથી ઉડવા માંડ્યા ને અંતે મારા જીવનની ઉષા અને રાત્રી સાથે ઉગે આથમે એવાં મારે

માત્ર બેજ જણ રહ્યાં–એક મારો મિત્ર અને બીજી તે જેની સાથે જીવન ગેહાનમાં આશા કલ્પન અને નિરાશાના અનેક ખાડા ટેકરાઓ અમે હોંસભેર કૂદ્યા છિએ. અમે ત્રણ છેક જીવનની સીમ સુધી સાથે આવ્યાં. આ બેના પ્રોત્સાહનના અધિકારે જે મ્હારે મન ખરી કીર્તિ છે–તે માટે હું મેરી શીટેયો છું, અને એ બે સાથેજ ઠેઠ જીંદગીના સીમાડા સુધી હું આવ્યો હતો. અને પછી! પછી કોણ જાણે, એક પછી એક અમે બધાં મોતના અંધારાં જંગલમાં ગૂમ થઇ ગયાં–મને લાગે છે, ભૂલા પડયાં.

—ફ્રેડેરીક ભલા, વ્યોમ બ્યોમાન્તરમાં ગૂમાવેલાં રત્નોને ઢુંઢતા શરીર તમારી મેલી કીર્તિ ધૂપથી કેમ મોહ પામશે?

---

# તરુને.

અહા! રાત્રે રાત્રે ગગનતલમાં ચંદ્ર બળતો,
બળી પોતે બાળે હૃદય મુજ સંતપ્ત કરતો;
મને વ્હાલો તોયે, નયન યુગલાનંદકરિણી!
સદા દેતો કાંકે મધુર તુજ એ યાદ મુખની.
મીઠા કોકીલાનો મધુર રવ મારા હૃદયને
ઉચેળી નાંખે ને શરસમ ખરે ઘાયલ કરે;
ગમે તોયે એના શ્રવણ કરવા એ રવ મને,
મને કાંકે તારા સુખદ સ્વરનું એ સ્મરણ દે.
અનિદ્રાથી રાત્રિ અતિશય અહા! દીર્ઘ બનતી,
જગત્ આખું ઉંઘે, પણ નહિ નિશા મારી ખૂટતી;
મને વ્હાલી વ્હાલી અસુખકર તોયે રજની એ,
કદી દેતી કાંકે મધુર તુજ એ સ્વપ્ન સુજને,
ના ભાવે યદિ તો ભલે પ્રણયની હેલી ન વર્ષાવજે;
મીઠાં પ્રીતિ ભર્યાં ભલે મુજ પ્રતિ ના નેત્ર તું ફેંકજે;
વ્હાલે! નેત્ર થકી ભલે સળગતા અંગાર વર્ષાવજે,
કિંતુ દગ્ધ થતાંજ આ હૃદયને ના તું કદી રોકજે.
ભલે ના જીવતાં તારા પાદને સ્પર્શવા મને,
અધિકાર અભાગીને યદિ ના કદીયે મળે.
પરંતુ જ્યારે આ શરીર સઘળું ભસ્મ બનશે.
અને માર્ગો કેરી રજસહીત તે તો ભળી જશે;
પ્રભાવે વાયુના નભમહીં તદા એજ ઉડશે,
અને તારાં મીઠાં ચરણ કમળે શાંત ઠરશે.

લોકો કહે છે 'સહુ પ્રેમની ને
સૌન્દર્યની વાત અસત્ય એ છે;'
બધું કદી હોય અસત્ય એ, તો
અસત્યમાં આ મુજ જીંદગી જજો.

'અજ્ઞાત'

---

# સ્વ. બ્હેન જશોદા.



લેઃ—શા. બટુ લાલશાહ ઉમરવાડિયા, બી. એ.

[ મુંબઈના દરિયા કિનારે, એક સાંજે ]

"બેસો, બેસો જગુ કાકા ! ઘણે વર્ષે મળ્યા. કહો, કાકી, અને જશોદાબ્હેન, બધા ખુશીમાં છે?"

[ જગુ દરિયા સામે નજર કરતો મોં ફેરવે છે.]

"અરે ભાઈ! અમારા ગરીબનું નસીબ વળી સારૂં ક્યાંથી હોય ? બાપડી જશોદા કેવી ભલી હતી! બીચારી હોંસ ભરી મોસાળ ગઈ. ત્યાં કોગળીયું થયું ને જોતજોતામાં તો મરી ગઈ. ને થોડા મહિનામાં એની મા પણ ગુજરી ગઈ." ( જગુના આંખમાં આંસુ આવે છે. )

"હરિ, હરિ! બહુ માઠું થયું જગુ કાકા. તમારે ઘડપણમાં દુઃખ પડ્યું.

× ×

[ થોડી વાર પછી એક ગાડી સામે આવી ઉભી રહે છે. અંદર એક પુરુષ અને એક સ્ત્રી બેઠાં હોય છે. અચાનક જગુ ડોસાની નજર પડે છે. તેના મોં પર ન સમજાય એવી લાગણીઓ થાય છે. પણ જરા વારમાં પાછો સ્વસ્થ થઈ બેસે છે.]

જગુઃ (ઉભો થતાં) ચાલ, ભાઈ આવજે હં. હું તો હવે જાઉં છું. એ બાજુ આવે તો જરૂર આવજે હોં. [ તેના સાથીની નજર પણ ગાડી પર પડે છે અચાનક તે બોલી ઉઠે છેઃ]

અરે જગુ કાકા 'પેલી રહી જશોદા બ્હેન.' [ ડોસો માથું ધુણાવી ઉભો થઈ જાય છે. ]

જગુઃ ઉંહું એ તો મરી ગઈ. કે દહાડાની.

( જગુ ઉતાવળે જતો રહે છે.) ત્હેના "તે તો મરી ગઈ." શબ્દો તેના સાથીના મનમાં રમી રહે છે.

"ત્યારે આ કોણ ?" તે બોલે છે અને જતા રહેતા જગુ પાછળ અને ગાડીમાં બેઠેલી જશોદા સામું મુંઝવણમાં જોઈ રહે છે. "એજ જશોદા" તે બબડે છે.

× ×

હું અને મારો મિત્ર પ્રબોધ ચોપાટી પર ફરતા હતાં. અમે ઉપરની વાત સાંભળી, અને સામે ઉભેલી ગાડી તરફ નજર કરી. હું આઠેક વર્ષથી મુંબાઈમાં રહું છું. આવી ગાડીઓ અને એ જાતની સ્ત્રીઓ ચોપાટી ઉપર અમેં ઘણી વાર જોઈ હશે પણ એ જશોદાઓ કોઈ વૃદ્ધ જગુ કાકાઓની દીકરીઓ હશે એ વિચાર અમને-મને તો-તે પહેલી વાર આવ્યો. ત્યાર લગી કૈંક તિરસ્કાર, કૈંક દયાની નજરથી અમે તેમને જોતા. વૃદ્ધ જગુ કાકાએ અમને તે દિવસ સાચી માનવતાની બારાખડી પહેલી વાર શિખાડી.

"પણ એ જશોદાજ હોય તો પછી પેલો જગુ કાકા આમ જતો કેમ રહ્યો ?" પ્રબોધે પૂછ્યું.

મારો એ મિત્ર સુશીલ અને બુદ્ધિશાળી છે પણ દુનિયાં કરતાં પુસ્તકોનો તેને પરિચય વધારે છે. મને દુનિયાંની કડવાશ વધારે અનુભવવાનું ભાગ્ય (?) મળ્યું હતું.

મેં કહ્યુંઃ ન સમજ્યો ? તે મરી ગઈ. જગુકાકાની જીંદગીમાંથી તો તે મરી ગઈ.

પ્રબોધ મુંઝાયો. તેણે કહ્યું: "પણ બાપ-દીકરીનો સંબંધ—" અરે હા પણ તને ખબર નથી, બાપને દીકરી કરતાં દુનિયાં વધારે વ્હાલી કેમ ન હોય? પડેલાં માટે દુનિયાં નથી પ્રબોધ! એકવાર પડયા એટલે તેણે તો સદાકાળ પડેલાજ રહેવું જોઇએ દુનિયાંની ચગડોળમાંથી પડેલા માટે એ ચગડોળ ઉભી નથી રહેતી. મેં કડવાશથી કહ્યું.

અમે બેઉ આ વાતો કરતા હતા પરન્તુ અમારામાંથી એકેને એ જગત સંબંધે જરા પણ અનુભવ ન્હોતો. અને છતાં અમે દિલગીર થયા. અને એ લાગણી અનુભવતાજ થોડીવાર બેસી રહ્યા. એટલામાં મને એક વિચાર આવ્યો. મેં કહ્યું:

"પ્રબોધ! જગ તો બધાં મા બાપો જેવો છે પણ જશોદાને તેનું ઘર-મા બાપ સાંભરતાં હશે કે નહિ?" બાપડી કેટલી સ્ત્રીઓ આજે મૂંગા સંદેશાઓ કહાવતી હશે કે: "જઇને કહેજો. માને બાપ દીકરી સંભારે રે—પ્રબોધ ફીલસુફ છે તેથી ફીલસુફની અનિશ્ચિતતા પણ તેનામાં છે. આકાશ તરફ નજર કરી તેણે કહ્યું: "કોણ જાણે?"

મેં તરત કહ્યું: "તને એમ નથી લાગતું કે આપણે એ લોકોની લાગણીઓ જાણવી જોઇયે?"

"હાસ્તો" તેણે ઉત્તર આપ્યો.

મેં કહ્યું 'ત્યારે આપણે એક કામ કરીએ. એકાદ દહાડો આપણે એકાદ જશોદાને મળીએ."

પ્રબોધ નાગર છે; નાગરની જૂની સંસ્કૃતિ અને આચારવિચારમાં તે ઉછર્યો છે. તેણે મોટા ડોળે, મારા તરફ નાગરશાહી નજર કરી. સમાજમાં છૂપાવેશે રહેતી અનેક જશોદાઓ સાથે વ્યવહાર રાખવામાં નહિ સંકોચાનાર પ્રબોધ બજારી જશોદાને મળવાના વિચાર માત્રથી હેબકાઇ ગયો. સાઉથપોલની ઠંડીમાં બોલતો હોય તેમ તેના હોઠ હાલ્યા અને ધીરેથી બોલ્યો: "એ-ટ-લે?"

હું સમજ્યો. બાળકૃષ્ણના મોંમાં માતા જશોદાને બ્રહ્માંડદર્શન થયું હતું તેમ પ્રબોધના ખૂલતા મોંમાં, જણુકાકાઓને ઉછેરનારં અને પોષનાર સમાજનું મને દર્શન થયું.

"એઇ આમ બ્હીએ છે શાનો? તને નહિ ભુરકી નાંખે."

"પણ પણ કોઇ—" તે બોલ્યો. "પ્રબોધ! એ "કોઇ" ની બ્હીકથીજ જણુકાકે જશોદાને તજી જતો રહ્યો" "હા, હા, પણ આપણે શું કામ?" "ત્યારે તું સમાજસેવા શું કરવાનો?" મેં કહ્યું.

પ્રબોધને, એના વડિલો કહે તેમ હમણાં હમણાં મેં જરાક "બગાડયો" છે. થોડી ચર્ચા પછી તેણે હા પાડી—એક સરતે કે તે કોઇને ત્યાં ન આવે અને કોઇનાં પરિચયમાં આવે. મેં હા પાડી.

મારા એક મિત્રને મેં અમારો વિચાર કહ્યો. તેણે પણ મહા મહેનતે અમને મદદ કરવ હા કહી. મેં તેને થોડીક સૂચનાઓ આપી અને એક દિવસ નક્કી કર્યો.

એક સાંજે મેં પ્રબોધને ટેલીફોન પર બોલાવ્યો. "હલ્લો. કોણ પ્રબોધ?"

"હા. કેમ? કેમ કૈં એકદમ?" મને જવાબ મળ્યો.

"જો અલ્યા. આજ રાતે દશ વાગા પહેલાં મારે ત્યાં આવી પહોંચજે. પેલી ગોઠવણ કર્ર છે. જરૂર હં. સમજ્યો?"

"અરે બટુભઇ" પ્રમોધ બોલી ઉઠયો "એ બધું તો ખરૂં પણ હું ઘેર શું કહું?

કોઇ પ્લેગવાળા શહેર આગળ કવેરન્ટાઇનમાં પકડવામાંથી સટકવા કરતાં, એકજ ટીકીટ સાથે હદ ઉપરાંતનો સામાન સ્ટેશનના દરવાજેથી પસાર કરાવવા કરતાં, પ્રબોધના ઘેરથી રજા મેળવવાનું અઘરૂં હતું.

"એક કામ કર" મેં સુઝાડયું "ઘેર કહાવી દે કે આજે કામ બહુ છે તેથી બ્હાર રહેવું પડશે.

થયું...અંતે દશ વાગે પ્રબોધ આવી પહોંચ્યો...તે વખતે અમને બેઉને અસામાન્ય લાગણીઓ થતી હતી; અમારા શરીરમાં લોહી વેગભર વહી રહ્યું હતું. કારણ કે એ જાતનો અમારો અનુભવ એ પ્રથમ હતો. માણસ નહિ પણ કોઇ અસામાન્ય રાક્ષસને અમે મળવાના હોઇએ એટલો અમને ઉકળાટ થતો હતો થોડીવાર તો અમે બેઉ એકમેકને જોતા ચૂપ બેસી રહ્યા

"આપણે શું કરવા બેઠા છિએ?" પ્રબોધે કેટલીવારે કહ્યું.

"ઇશ્વરની દુનિયાનો અનુભવ લેવા બેઠા છિયે." મેં મારા વિચારમાંજ જવાબ આપ્યો. એટલામાં અમારા ઘર નીચે મોટરનું ભુંગળું વાગ્યું. હું તરત ઉભો થઇ ગયો; અને પ્રબોધનો હાથ પકડી અંદરના ઓરડામાં ઝડપબંધ લઇ ગયો.

"તું અહિંયાં બેસ. અંદરથી તુ જોઇ શકે પણ બ્હારથી તને કોઇ જુએ નહિ તેમ આ કમાડ અર્ધું બંધ કર..." હું વધું બોલું તે પ્હેલાં કમાડ પર ટકોરા થયા મારૂં લોહી ઉકળી ઉઠયું; અને એક અર્ધક્ષણ મને કંપારી થઇ. ઉકળાટમાં હું આગલા દ્વાર તરફ દોડયો ને ટકોરના ઉત્તરમાં કહ્યું: "કોણ છે?" મારો સાદ ધ્રુજતો હતો. "રફીક" તેણે જવાબ આપ્યો.

મેં ધ્રુજતે હાથે કમાડ ખોલ્યું: બ્હાર મારો મિત્ર રફિક ઉભો હતો. મેં ઉતાવળે તેની પાછળ જોયું પણ તે એકલોજ હતો. મેં છુટકારાનો દમ ખેંચ્યો. અમે બેઉ અંદરના ખંડમાં ગયા. જરાકવારે સાહસ કરવાની વૃત્તિ પાછી જન્મી અને રફીક એકલો આવ્યો તેથી જરા અસંતોષ થયો

"કેમ?" મેં પૂછ્યું. "નીચે મોટરમાં છે" તેણે કહ્યું. ફરીવાર મારા શરીરમાં ચમકારા થવા માંડયા. તે એક ખુરશી પર બેઠો ને બોલ્યો. "તારે ત્યાં તો રાતે બાર વાગે પણ લોકો મળવા આવ્યા હોય છે એટલે જોવા આવ્યો કે કોઇ બીજું છે કે નહિ."

મારી નજર બારણામાં છુપાયલા પ્રબોધ તરફ ગઇ. ઉતાવળે મેં કહ્યું "ના હું એકલોજ છું." રફીકને કંઇ વહેમ ન પડે એટલા માટે મેં તરત વાત બદલી. "ગુજરાતણ છે ને?"

"અરે હારે. અને વેષ પણ ગૃહસ્થીનોજ છે. કદાચ કોઇ આવી ચઢે તો તારે કહેવું કે એ તો મારા મિત્રની વહુ છે."

મેં તોફાની આંખોએ કહ્યું. "વારૂ." "પણ રફીક મેં પૂછ્યું" 'તું એકલો ગયો હતો?"

"ના. એક નોકર લીધો છે. અને–" કહી તેણે ગજવામાં હાથ નાખી કંઇક બહાર કાઢ્યું. "મારી પાસે બચવાનું સાધન છે." મેં તીણી આંખે જોયું, તેના હાથમાં છનક્ષેણુ રીવોલ્વર હતી. હું કંઇ બોલ્યો નહીં. મૃત્યુની કારમી પછેડી જોઇ હું ગંભિર થઇ જતો.

"લઇ આવું?" એટલામાં રફિક બોલ્યો. મેં હાં કહી. રફીક ગયો ને હું પ્રબોધને જોવા અંદર ગયો.

થોડી વારે રફીક એક સ્ત્રીને લઇ અંદર આવ્યો. તે અણીશુદ્ધ ગુજરાતણ હતી. તમેપણ એને જુવો તો કોઇ ગૃહસ્થના કુટુંબની તે હશે એમજ ધારો, મેં પણ ઘણી સ્ત્રીઓને બારીકીથી તપાસી છે; ઘણી સ્ત્રીઓના Physiojnomyનો અભ્યાસ કર્યો છે. આડંબર અને બહારના ડોળ છતાં અનેક સ્ત્રીઓના અંતર મેં પારખ્યાં છે એમ માનવાને મને કારણ છે; છતાં મારે કબુલવું

જોઇએ કે મારો એ અભ્યાસ મને આ વખતે કામ ન આવ્યો—આ સ્ત્રીના મ્હોં પરથી એના ધંધા વિશે મને જરા તરા પણ સૂચના મળી નહિ, તેનું વય અઢારેકનું હશે, તેનું મોં સાદું અને મીઠું હતું; તેની આંખો સરળ અને નિર્દોષ હતી, તેની ચાલમાં કૃત્રિમ છટા ન્હોતી; તેના હાવ ભાવ સજ્જનને છાજે એવા હતા, તેનો પહેરવેશ સાદો અને શોભીતો હતો. એક મીનીટ મને લાગ્યું કે રફીકે કદાચ મને બનાવવાને પેરવી કરી હશે.

આ વિચાર કરૂં તેટલામાં તે બેઉ અંદર દાખલ થયાં. હું એક ખુરશી પર બેઠો હતો. ઘણી વાર મેં દુષ્ટ અધમ, અને પાપાચારી પુરુષોને ભાવભેર સત્કાર્યા છે, અને માન આપ્યું છે; છતાં કોણ જાણે કેમ આ સ્ત્રીને આદર આપવાનું મને મન ન થયું. મેં તિરસ્કારથી એના તરફ જોયું. રફીકે તેને એક ખુરશી પર બેસાડી.

રફીકે તેની સાથે વાત શરૂ કરી. તેના બોલથી તે અસંસ્કારી હતી એમ જણાયું. થોડીક વાર મને વાત કરતાં સંકોચ થયો, પણ ધીરે ધીરે મેં પણ વાતમાં ભાગ લેવા માંડ્યો. આમ તેમ વાત કરી મેં મુદ્દાની વાત છેડી. તેના જીવન વિશે મેં સવાલો પુછ્યા, તે કદાચ સમજી હશે. તેણે ઉત્તર ન આપ્યો. મેં તેનું જીવન પુછ્યું, તેના ગામ અને માબાપની માહિતી માંગી. તેણે કાઠિયાવાડના એક શહેરનું નામ દીધું. તેણે એટલી ઝડપથી ઉત્તર આપ્યો હતો કે મને વ્હેમ પડ્યો. Cross Examination માં મારી શંકા ખરી પડી મેં રફીકને અંગ્રેજીમાં મારી શંકા કહી. તે પણ મારા મતનો થયો. તેની પાસે કેમ વાત જાણવી તે વિશે અમે વિચાર કરતા બેઠા. વખત લેવા હું ટેબલ તરફ ગયો ને સીગરેટનું ટીન લઇ રફીકને આપ્યું (રફીકે એક સીગરેટ તેને પણ આપી) અમે બેઉ ધુમાડાનાં ગોટાઓ કાઢવામાં પડ્યા પણ બહુ ઝડપથી કોઇક યુક્તિ શોધતા હતા

અંતે રફીકે તેને કહ્યું. "જો અમે કોઇને ઓળખતા નથી પણ તારે આ જીંદગીમાંથી છુટવું હોય તો અમે તને મદદ કરીએ." પેલી અમારી સામું જોઈ રહી. રફીકમાં તેને મ્હારા કરતાં વધારે શ્રદ્ધા હતી એમ જણાયું.

"તને આ જીંદગી ગમે છે?" રફીકે અતિ માયાળુ સ્વરે પુછ્યું.

"કોને ગમે?" તેણે દિલગીરી સાથે જવાબ આપ્યો.

તેનો એટલો ઉત્તર તેની આખી કથા કહેવા બસ હતો. "ત્યારે તારે ઘેર જવું છે?" રફીકે પુછ્યું.

તે એકદમ ચમકી બોલી ઉઠી: "ના" તેના બોલમાં અડગ દ્દઢતા હતી.

"કેમ?" મેં પુછ્યું "તને તારાં સગાં વ્હાલાંને મળવાનું મન નથી થતું?"

"મને મારી નાંખે" તે બોલી. "તું શાથી કહે છે કે તને મારી નાંખશે?" રફીકે પુછ્યું.

"રત્ના, ઝવેર, બધાંને મારી નાખ્યાં" તેણે કહ્યું. "મારે નથી જવું" રફીક સામું જોઇ તેણે કહ્યું "ચાલો, હવે આપણે જઇએ?"

રફીકે ફરી તેને ખાત્રી આપવા કહ્યું: "અમે કંઈ તને તારે ઘેર લઇ જવા નથી આવ્યા તું ગભરાઇશ નહિ. તું કોઇને પરણીશ?" "મને કોણ પરણે? ઉં હું એ બધી જુઠી વાત, પછી મને મારી નાંખે."

"હું પરણીશ. પછી કાંઇ!" રફીકે કહ્યું. રફીક જુઠું બોલે છે એ અમે બધાં સમજ્યાં. તે જરાક હસી.

"તમારે શું જોઇએ છે ?" તેણે રફીકને પુછ્યું. "તારી વાત કહે." રફીકે, જાણે તેનો ગાઢ પરિચય હોય તેમ કહ્યું. "તું અહિં ક્યારે આવી તને કોણ લાવ્યું એ બધું." હું તેના તરફ ધ્યાનપૂર્વક જોઇ રહ્યો.

"મને અહિં આવ્યાને તો ચારેક વરસ થયાં. મોતીલાલ મને છેતરીને લઇ આવ્યો હતો."

મોતીલાલ કોણ અને તેને કેવી રીતે છેતરીને લાવ્યો હતો એ પ્રશ્નો મને થયા, પણ તેને ખલેલ નહિ કરવાના વિચારથી હું ચૂપ રહ્યો.

"પછી" તેણે કહ્યું, મોતીલાલે કહ્યું કે તે બહારગામ જવાનો હતો તેથી તેની રાધા નામની ......એક ઓળખીતી છે તેને ત્યાં મારે રહેવું પડશે. હું બહુ રડી પણ તેણે માન્યું નહીં અને એક દહાડો તેને ત્યાં મૂકી આવ્યો. તે ઘણા દહાડા સુધી નહીં આવ્યો. પછી રાધાએ કહ્યું કે મારા ખાવાના માટે તે ખરચ કરતી હતી તેનું દેવું થયું છે તે મારે આપવું પડશે.

મેં કહ્યું કે મોતીલાલ આપશે ત્યારે તે ખડખડ હસી પડી ને મને કહ્યું કે મોતીલાલ તો હવે આવશેજ નહિ. ત્યારે મેં કહ્યું કે હું કેમ કરી આપું ! તેણે મને રસ્તો બતાવ્યો. તે જરાક અટકી. "પછી ?" રફીકે પુછ્યું.

"પછી થોડા દહાડા હું બહુ રડી, ખરું નહિ પણ પછી તો રાધાએ ઉતાવળ કરવા માંડી ને કહ્યું કે મારું કરજ વધી ગયું હતું. પછી હું શું કરું ?"

અમારી બુદ્ધિ અને ભણતર તેના સવાલનો જવાબ આપવા અસમર્થ હતાં. અમે શ્વાસ ઘેરી બેસી રહ્યા. "રાધાને ત્યાં તું એકલી છે ?" મેં પુછ્યું. "ના. બધી પચાસ છે."

"એ બધાંને રાધાનું કરજ છે. ?" "હા."

ગુજરાતના ખેડૂતોને રંજાડનાર શાહૂકારોની,–આ રાધાઓની અમાનુષતા આગળ મને અલ્પ લાગી. "એ બધીને મોતીલાલ લઇ આવ્યો હતો ?" મેં પુછ્યું.

"ના. થોડીકને રાધા લઇ આવી હતી." "તે શા માટે આવી ?"

"ભુખમરાને લીધે.–રાધાએ કહ્યું કે પોતે મુંબાઇની શેઠાણી છે, ને એને દાસીઓ જોઇએ છે. કેટલીક કોઇ મરદો સાથે ચાલી આવેલી પણ પેલા લોક તેમને મૂકી જતા રહ્યા એટલે પછી એ બીચારી રાધાને ત્યાં આવી. કેટલીક વિધવાઓ હતી. પોતાના કર્મ છૂપાં ન રહ્યાં એટલે આ રસ્તો લીધો."

મારું હૃદય ત્રાસી ઉઠ્યું. મેં રફીકને પૂરું કરવા સૂચવ્યું. થોડીકવારે બેઉ ઉઠયાં. એ બિચારીને ત્રાસ આપવા માટે મેં થોડી ઘણી દિલગીરી બતાવી.

"સલામ" તેણે કહ્યું અને મારા રૂમ બ્હારના અને પોતાના જીવનના અંધારામાં અદૃશ્ય થઇ ગઇ, મારી જીંદગીમાં પહેલી અને છેલ્લીવાર મળનાર, સમાજે જેની મનુષ્યતા લુંટેલી હતી તે વ્યક્તિની "સલામ" ઝીલતો હું થોડીકવાર ઉભો રહ્યો. ધડકતે હૈયે મારું કમાડ બંધ કરી હું ડેકચેર પર પડ્યો. પ્રબોધ બહાર આવ્યો ને મારી સામે ખુરસી લઇ બેઠો. અમે એકમેક સામું જોઇ બેસી રહ્યા.

"પ્રબોધ !" મેં કહ્યું." આ છોકરીઓ કોઇ જણુકાકાની દીકરીઓ હશે, કોઇની બ્હેન હશે. તેની આ સ્થિતિ ? હરિ ! હરિ ! ચચાર વર્ષની આવી જીંદગી ભાં આ સ્ત્રી આવી છે તો કુદરતના તે

કેવીક થાત? એ બધાં પાપનોં બોજો આપણી સમાજને માથે છે. પ્રબોધ! દીકરીઓનું જતન કરી નહિ શકે એવા પિતાઓ હોય ત્યારે આવા મોતીલાલો ફાવી શકે, આપણે આપણી આશાઓ અને આપણા તરંગોમાં એટલા બધા ભમીએ છિએ કે ઘરની દીકરીના હૃદયના ધબકારાઓ જે બ્હારના મોતીલાલો સાંભળી શકે તે આપણને સંભળાતા નથી, આપણે આપણા એશઆરામમાં એટલા મસ્યા છિએ કે ગામની દીકરી ભૂખે મરે ને રાધાઓ સાથે જતી રહે પણ તેમનું પોષણ કરવાનું આપણને સુઝતું નથી, આપણી જૂની સમાજની આપણે એટલી ગુલામી કરીએ છીએ કે તેના અવિચારી જૂલમને વશ થયલી વિધવાઓને પાપાચાર માંડવો પડે છે, ને તે પાપ ઢાંકવા આવું જીવન સ્વીકારવું પડે છે. દીકરીઓને માબાપ પાસેથી આશ્વાસન ને હિંમત ન મળે ત્યારે રાધાઓ તેમને મદદ કરે!! સમાજની આથી વધારે અધોગતિ શી હશે? અધર્મનું અભ્યુત્થાન કરવાનો પેલો કૃષ્ણ ફાંકો રાખે છે તો ધર્મની આથી વધારે ગ્લાનિ શી હોય? એને અવતરવું હોય તો આથી વધારે સારો પ્રસંગ નહિ જડે"

"આનો શો ઉપાય કરશું?" પ્રબોધે કહ્યું.

"ઉપાય? ઉપાય તો સ્હેલો છે. આપણે ખામોચિયા જેટલા ઘરમાં રહીએ છિએ ત્યાંથી બ્હાર નીકળીએ અને ગામને ઘર ગણીએ, ગામની દીકરીઓને બ્હેન ગણી તેમની સંભાળ લઇએ તો બધું થાય. રોટલાના કકડા-માટે ગામની દીકરી રાધાનો આશરો લે ને આપણે આપણી સમાજને સંસ્કારી અને સુવ્યવસ્થિત ગણાવીએ તે કેમ ચાલે?"

"કાયદો મદદ ન કરે?" પ્રબોધે પુછ્યું.

"કાયદો? અરે! હા પેલી ટેબલ પરની ચોપડી લે જોઉં."

"કઇ આ?" "ના પેલી ખાખી પુઠાંની."

"Report of the Prostitution Committee એલોક શું કહે છે?"

"વાંચને વીસમાં પેરેગ્રાફથી વાંચવા માંડ."

તેણે વાંચવા માંડ્યું.

We recognise that there would be no broken of prostitution if the that mars of public opinion hundred formcation but such public is at present lacky in India.

"The most serious objection which can be brought against abolition is that it runs counter to the opinion or habits of the country, an opinion which has folerated the existence of hereditary prostitution and virtually regarded prostitutes as ministers to the lawful needs of the community.......

There is no strong body of opinion prepared to support action taken by the abolition of brothls. Until that moral sense is created and there exists among all sections a definite recognition of the fact that prostitution is undesirable and that every effort must be made

reduce its volume it appears to us that it would be the height of lly to attempt its abolition by legislation."

Moreover we do not think it possible that public opinion would ermit such a high degree of state interference.

" થયું ?" મેં પૂછ્યું. "એટલે આપણે એ ધંધાને ઉત્તેજન આપીએ છિએ. એમજને ?"

"મુંબાઇમાં આવી દુર્ભાગી સ્ત્રીઓ કેટલીક હશે ?" તેણે પૂછ્યું.

છૂપા વ્યવહારની વાત તો કોણ જાણે રિપોર્ટમાં ૪૫ હજારની સંખ્યા બતાવી છે."

"૪૫ હજાર !" પ્રબોધ બોલી ઉઠ્યો.

"અધધધ સ્ત્રીઓ ! બહુભાઇ ! આ દુનિયાનું હવે શું થશે ?"

"કેમ તારા પગારમાં તો આવતે માસથી ૨૫ રૂ. નો વધારો થવાનો છે ને ? ચાલો સારૂં બુ બોલ, જ્યાફત ક્યારે આપે છે ?"

પ્રબોધે ઉત્તર, ન આપ્યો. તે મારો મર્મ ટાણો સમજ્યો. રિપોર્ટના છેલ્લાં પાનાં ઉપરના રિશિષ્ઠ ઉપર તે આંખ ફેરવતો હતો. તે બોલી ઉઠ્યો.

"આ નોંધાવેલી ૫૧૬૯ સ્ત્રીઓમાં

જાપાનીઝ ૮૦
યુરોપીઅન ૨૮
યુરેઝિયન ૨૩
મોરીશીયસ ૫
જ્યુ ૩૩
ને હિન્દુ ૪૯૯૪!

"એ તો જે આંકડા હોય તે ખરૂં !" મેં કહ્યું.

હૈયાં ત્હેનાં ધડકી ઉડતાં વૃક્ષ કંપિત થાશે,
અંધારાં આ ઉર-તિમિરથી આજ સંજીત થાશે.
નિઃશ્વાસોથી જગત સળગી હાય ! આખુંય જાશે,
ધીરે વ્હેતાં સરિત જળયે શોકનાં ગીત ગાશે.

# પાપનું પ્રાયશ્ચિત.

લેખક:- રા. છગનલાલ હરિલાલ પંડ્યા. બી. એ.

## પ્રકરણ ચોથું.

ઇંદ્રજિત્‌ના સંબંધમાં પોલીસ ખાતાએ ઘણીજ બારીકીથી તપાસ કર્યા છતાં તેનો તેમને કંઇ પત્તો લાગ્યો નહતો, તેનું કારણ એ હતું કે, તેને બેભાન સ્થિતિમાં પડેલો જોઇને એક ખટારા વાળાને તેના સુકુમાર શરીર ઉપરથી દયા આવતાં તેણે ઉચકીને તેને પોતાના ખટારામાં નાંખી કોલાબેથી ઘોડે દૂર આવેલી એક વીશીના બારણા પાસે પાછલી રાતે પગથીઆં પર સુવાડી દીધો હતો. વીશીમાં લોકની અવર જવર વહેલી થશે ને તેની સંભાળ લેવાશે એવી તે ખટારા વાળાને ખાત્રી હતી. તેમ પોતાનું નામ એ કામ સાથે જોડાય તેવું એ ચાહતો ન હતો. બચે કે ન બચે તો પછી પોલીસના સપાટામાં તે આવી જાય ને કામ ધંધો છોડી જ્યાં બોલાવે ત્યાં જવું પડે તે તેને ગમતું ન હતું.

આ વીશી વાળાનું કામકાજ પાણી ભરવાનું તથા વાસણ માંજવાં વગેરેનું કરનાર નર્મદા નામની છોકરી સવારમાં રોજ વહેલી આવતી તે પ્રમાણે એકવાર તે પગથીએ ચઢી ત્યારે તેની દૃષ્ટિ કોઇ શરીર બેભાન અવસ્થામાં ત્યાં પડેલું તેના ઉપર સ્થિર થતાં તે ચમકી. તે ઘણી દયાળુ હોવાથી તેણે ઝટ દરવાજો ખોલાવીને તે જડવત્ યુવકને અંદર પોતાને ખભે ચઢાવીને આણ્યો. વીશીમાં હજી તો કોઇ ઉઠયું ન હતું તેથી પોતાના શેઠના ઓરડામાં તે તેને ઉપાડીને લઇ ગઇ. શેઠ જાગતા હતા. તેણે જોયું કે શ્વાસ ચાલે છે. કપડાં ઉંચી જાતનાં હોવાથી તથા અંગ ઉપર કંઇક આભૂષણ પણ દેખાવાથી શેઠ સમજ્યા કે આ કોઇ ખાનદાન કુટુંબનો છોકરો છે. હવે તેની વાત જો બ્હાર પડે તો પોતાને કેસમાં જોડાવું પડે; માટે છાને માનેજ સર્વ વિધિ કરવાનો તેણે મનસુબો રચ્યો. જીવતો રહેશે તો ઇનામ આપશે. ન બચ્યો તો તેનું શું થયું તે કોઇને જાણવાની જરૂર નથી. એમ સંકલ્પ કરી તેણે નર્મદાને કહ્યું કે "તું આને લઇ મેડીએ જા, ને ત્યાં માળીઉં છે ત્યાંનો સામાન ખસેડી તેના ઉપર પથારી કરી ત્યાં આને રાખ્ય. ખાવા કરવાનું જોઇએ તે લઇ જજે." એમ કહી તેના અંગ ઉપરનાં આભૂષણ તેણે ઉતારી લીધાં ને નર્મદાને કહ્યું કે "જ્યારે એને મટશે ત્યારે પાછાં સોંપીશું."

નર્મદા સમજી કે લોભીઆનો જીવ માયા દેખીને લલચાય તેમાં નવાઇ નહતી. હવે એ દાગીના પાછા મળવાનો સંભવ નહતો પણ તેને તો જે રીતે આ બિચારા છોકરાની સારવાર થાય તેમ કરવાનું હતું, તેથી તે કાંઇ બોલી નહિ ને માળીએ ઉચકી જઇને તેણે તેને સંભાળથી સુવાડયો. તેની મુખાકૃતિ જોતાંજ એ યુવક ઉપર આ બિચારી ગામડાની ગોરીને કંઇ મોહ થઇ ગયો હતો. તેણે શેક વિગેરે ઉપચાર શરૂ કર્યા. ધીમે ધીમે કંઇક શુદ્ધિ આવતી જણાઇ. આંખો ઉઘડી પણ વાચા કંઇ નીકળી નહિ. શક્તિને માટે તેણે થોડું ગરમ કરેલું દૂધ તેના મ્હોંમાં બળાત્કારે રેડયું, તે પીને પાછો તે ઘેનમાંજ પડયો.

તેને શી પીડા હતી તે આ બિચારી બાળા શું સમજે? ઉપચાર પણ શો કરે? તેનાથી બનતી સેવા તે કરતી રહી પણ જ્યારે ધીમે ધીમે તેના અંગમાં જ્વર ભરાયો ને તેના

જોરથી તે લવરી કરવા લાગ્યો. ત્યારે નર્મદા પણ ઘેલા જેવી બની ગઈ. રાત દિવસ તેની પાસેજ બેસતી. દેશી દવાઓ પૂછી લાવીને આપતી, પણ જ્વરનું જોર વધતું ગયું; તેને પરિણામે ઇંદ્રજિતનું શરીર શુષ્ક થઈ ગયું. કેને પણ કેમ બોલાવાય ? વીશીવાળો જોતો કે રંગ બદલાયો છે ને જો ઘડો ગાગર થઈ જાય તો માલ પચાવી પડાય તેથી તે કંઈ સંભાળ લેતો નહિ. આ બાલિકા બિચારી રોઈ રોઈને દહાડા કાઢતી—તે કોણ હતો તે પણ તે જાણતી નહિ. કેવળ દયાને લીધેજ તે પોતાનો જીવ આપવા પણ તત્પર હતી. તેની શુભ ઇચ્છાઓ સગા સંબંધી કરતાં પણ વધારે. કાળજીવાળી સારવાર અને ગામડીઆ ઉપચારને બળે–કાળે કરીને ઇંદ્રજિતનું આયુષ્ય લાંબુ હશે તેથી આખરે તેનો જ્વર ઉતરી ગયો; પણ લવરીમાં તે રંભાનું નામ બોલ્યા કરતો હતો, તેથી નર્મદાને સ્વાભાવિક રીતે કંઈક ઇર્ષા જેવું થયું હતું. રંભા કોણ હશે તે તો કંઈ જાણતી નહતી; પણ પોતાની આટલી લાગણી છતાં એકવાર આ છોકરો તું કોણ છે એમ પૂછતો નહતો તેથી તેને બળાપો થાય એમાં શી નવાઈ ? તે સમજતી હતી કે હજી એ શુદ્ધિમાં આવેલો નથી તેથી તેને ખબર નહતી કે પોતે ક્યાં પડેલો છે તો પછી પોતાની સંભાળ કોણ રાખે છે તે એ ક્યાંથી જાણે ? નર્મદાને લાગ્યું કે આવા સુકુમાર શરીરને દાક્તરોની દવા વગર લાંબી મુદ્દત આમ રહેવા દેવાથી હાનિ પહોંચશેજ, તેથી તેણે વિચાર કર્યો કે ગમે તેમ થાય પણ તેને મુંબઈના દવાખાનામાં પહોંચાડવો. તેથી એક રાતે તેના કોઈ ઓળખીતા ગાડાવાળા સાથે બંદોબસ્ત કરીને વીશીમાં સૌ ઉંઘી ગયાં હતા ત્યારે હળવે રહીને ખભે ઇંદ્રજિતને રાખીને તે નીસરણી ઉતરી બ્હાર ગઈ ને ગાડું તૈયાર હોવાથી તેમાં તેને ઘાસના ઉપર હળવેથી સુવાડયો. ગોદડું ઓઢાડ્યું ને ગાડાવાળાને ચાલવા કહ્યું. પોતે ગાડા પાછળ પાછળ ચાલતીજ નીકળી આવી. પોતાની શી દશા થશે. પોતાને માટે લોક શું કહેશે ? પોતાનો નિર્વાહ હવે કેમ ચાલશે તેની તેને જરાએ ચિન્તા નહતી. વિશ્વંભર સર્વને નિભાવે છે તેમ પોતાને પણ ભૂખી નહિ સુવાડે એવી એને ખાત્રી હતી. સવારના દશ વાગ્યાને શુમારે તેઓ મુંબઈની એક મ્હોટી હોસ્પીટલ પાસે આવી પહોંચ્યાં. ત્યાં ધર્માદા દવાખાનું હતું એમ એણે પૂછીને જાણી લીધું હતું; તેથી તેણે દરવાજા ઉપરના માણસને અરેંજ કરી પોતાની સાથેના દરદીને અંદર દાખલ કરવાની પરવાનગી માગી. તેણે યોગ્ય અધિકારીને જાહેર કરીને ઇંદ્રજીતને ગાડામાંથી ઉતરાવી અંદરની એક સ્વચ્છ કોટડીમાં ખાટલા પર સુવાડયો. દાક્તર સાહેબે આવીને તેને તપાસી ઉપચાર શરૂ કર્યા. તેનું માથું તપાસતાં તેમને જણાયું કે–ખોપરીના ભાગમાં તેને સોજો છે ને મગજના અંદરના કોઈ નાજુક ભાગપર એવો આઘાત થયો છે કે પ્રયોગ કરીને તે સોજાને દૂર કરી પૂર્વ સ્થિતિ પાછી લાવવામાં આવે તો કદાચ આ છોકરાની સ્મૃતિ પાછી આવે તેમણે તેમના વડા દાક્તરને વાત કરી અને પ્રયોગ માટે દિવસ નક્કી કર્યો. નર્મદા બિચારી રાત દિવસ દવાખાનામાંજ રહેતી ને ત્યાં તેનો નર્સ તરીકે ખોરાક મળતો. પ્રયોગ વખતે તેને દૂર રાખવામાં આવી. શું થશે તે જાણવા તેનું હૈયું ધમક ધમક થતું હતું. પ્રયોગ સમાપ્ત થયા બાદ દાક્તરો બ્હાર નીકળ્યા તેમને તેણે કરગરીને પુછ્યું ત્યારે તેમણે જવાબ આપ્યો કે કંઈક આશા પડે એમ છતું; તે સાંભળી તેને નિવૃત્તિ થઈ. દિવસ જતાં ઇંદ્રજિતનું શરીર સુધરવા લાગ્યું અને તેને પોતાની વર્તમાન સ્થિતિનું ભાન થયું. તેની સાથે ઉંડો વિચાર કરતાં છેવટ પોતે ક્યાં હતો ને શું થયું હતું. ને બધું યાદ આવ્યું. દાક્તરો ધીમેધીમે તેને પ્રશ્ન કરતાં તેના ઉત્તર પ્રથમ તે આપી શકતો નહિ, માત્ર ટગર ટગર તેમની સામું જોયાંજ કરતો તે હવે પોતાનું નામ બોલવા લાગ્યો. ને સાંભળી દાક્તરોને વિસ્મય થયો ત્યાઆં

શકરાયે ઘણીવાર છપાવેલું તે હકીકત દવાખાનમાં જાણવામા તો આવેલી તેથી જેને માટે મ્હારૂં ઈનામ પ્રસિદ્ધ થયું છે તે આજ છોકરો હશે; એ વાત સમજતાં તેમણે શકરાયને-તેણે બતાવેલ સ્થળે તાર કર્યો: શકરાયને ખાત્રી હતી કે હવે કંઇ ઇંદ્રજિત જીવતો છતો થાય તેમ નથી તેથી તે નિશ્ચિંત બન્યો હતો; પણ તાર મળતાંજ તેના ગભરાટને પાર રહ્યો નહિ, તેને પરસેવાના જેભેજેભ છુટી ગયા. હવે તે છતો ન થાય ને જો ઇંદ્રજિતને મળવા ન જાય તો વહેમ પડે, જાય તો કદાચ આઘાત કરનાર તેજ હતો એમ ઇંદ્રજિત્ બોલી દેતો તે પકડાઇ જાય તો શું કરવું? એ પણ તેને સવાલ થતો હતો. છેવટે તેણે નિશ્ચય કર્યો કે જવું તો ખરૂં. પોતાનું નામ દેશે તો પણ તે વિશે પુરાવો નહિ મળે, તેથી ઘેલછામાં બોલે છે એમ ગણાશે. આવી રીતે મન વાળીને તે મુંબઇ જવા નીકળ્યો.

મુંબઇ આવી પહોંચતાં કોલાબા સ્ટેશને તે ઉતરતો હતો, ત્યાં પ્લેટફાર્મ ઉપરજ તેને દાક્તર સુરેન્દ્રનાથનો અચાનક ભેગો થઇ ગયો. દાક્તર તેને જોઇ હાથ લાંબો કરીને મળવા જતા હતા ત્યાં તેના મ્હોં ઉપર થઇ જતો ફેરફાર-ભયની જાગૃતિ-વિગેરે જોઇને તેઓ પણ ચમક્યા, પણ કંઇ બોલ્યા નહિ. બ્હારથી તો શકરાયે હસતું મ્હોં રાખીને ઘણે દિવસે દાક્તર સાહેબને મળવાથી પોતાને બહુ આનંદ થયાનું જણાવ્યું, પણ તેની તબિયત નરમ કેમ થઇ છે તે પુછતાં તે બોલી ઉઠયો કે-દાક્તર સાહેબ! હાલ તો કામની હાડમારી એવી સખ્ત છે કે આરામ બીલકુલ મળતોજ નથી: ને રાત દિવસ ચિન્તા રહ્યાં કરે છે, તેથી કેટલીકવાર એમ થઇ જાય છે કે હવે આ દુનિયામાં વધારે વાર પીડા ભોગવવા કરતાં આપની પેલી ચકતીનો ઉપયોગ કરીને શાંતિથી ચાલ્યા જવું એજ ઉત્તમ છે."

દાક્તરને તરતજ ફાળ પડી. ચકતીની વાત તેમણે ઘણા દિવસથી સાંભળી નહતી; પણ પોતાની પાસેની ભુંગળીમાંથી એક ચકતી બદલાઇ હતી તે તેમણે જ્યારથી જોયું હતું ત્યારથી પોતે ગંભીર વિચારમાં પડયા હતા. શેઠાણીનું અકાળ મરણ શાથી થયું હશે તે હજી તેઓ સમજી શક્યા નહતા, પણ શકરાયના દીલની લાગણી, તેણે તે દિવસે કરેલી પડપુછ-શેઠાણીના મરણનું સ્વરૂપ-શકરાયની વર્તણુંક સંબંધી ચાલેલી ચર્ચા-આદિ સર્વનો વિચાર સાથે સાથે કરતાં તેમને તે વિષે કંઇક પ્રકાશ પડવા માંડયો હતો ને શકરાયની આ વખતની બોલીથી તેમની શંકા દઢ થવા લાગી તેમણે તેને દીલાસો આપી હિંમત રાખવાનું કહ્યું તથા તેની સાથે જઇ દવા વિગેરે આપવા જણાવ્યું, પણ શકરાયે તેની ના પાડી ને પોતે એકલોજ જશે માટે તસ્દી લેવાની જરૂર નથી, એમ કરી ત્યાંથી રજા લીધી.

દવાખાને આવતાં તેને સર્વ લોકે માનથી બોલાવ્યો ને જે કોટડીમાં ઇંદ્રજિત સુતો હતો ત્યાં તેને તેડી ગયા. તે વેળા તેના અંતઃકરણમાં ધબકારા એવા જોરથી થતા હતા કે બ્હાર પણ સંભળાતા હશે, એવી તેને બ્હીક લાગતી. ઇંદ્રજિત શું બોલશે? પોતાને ઓળખશે? પોતાના પર હવે શી નવી આફત આવી પડશે. એ વિગેરે વિચારમાં તે ગરક થઇ ગયો હતો તેથી મુગે મ્હોંએ ત્યાં પહોંચ્યો, તેને જોતાં ઇંદ્રજિતે માત્ર " આવો શકરાય: આટલા દિવસ ક્યાં હતા?" એવો સવાલ કર્યો તે સાંભળતાંજ તેના ખોળીઆમાં જીવ આવ્યો. તે સમજ્યો કે ઇંદ્રજિત પોતાનું ખુન કરવાનો પ્રયત્ન કરનાર શકરાય હતો એ હજી જાણતો નહતો. જાણતો હશે તો હજી બ્હાર તે વાત કરતો ખુશી નહતો.

શકરાયે પોતાના મનનો ઉદ્વેગ આ રીતે શાન્ત પડવાથી દાક્તર સાહેબો સાથે ઘણી સભ્યતાથી વાતો કરવા માંડી. અને તેના શેઠના ખોવાઇ ગએલા પુત્રને પાછો સહીસલામત સોંપવા માટે તેણે પેલી નર્મદાનો ઉપકાર માનવાની સાથે દાક્તરો તથા દવાખાનાના તમામ નોકરોને સારી રીતે ઇનામ આપી ખુશી કર્યા.

દાક્તરોએ તેને રજા આપી એટલે ઇંદ્રજિતને તે પોતાની સાથે મોટરમાં લઇ ગયો અને નર્મદાને પણ સાથેજ રાખી.

ઇંદ્રજિત પોતાના મકાનમાં પાછો આવ્યો ત્યારથી નર્મદા ઉપરનું તેનું હેત સ્પષ્ટ રીતે જણાવા લાગ્યું. સુશીલતો વેઠીને, પોતાની આબરૂની પણ દરકાર નહિ રાખતાં તેનાજ જીવની ખાતર તે ગરીબ બાળાએ જે અથાગ પરિશ્રમ વેઠયો હતો અને અહર્નિશ ઉજાગરા કરીને, ભુખ્યાં તરસ્યાં રહીને તેની સારવાર કરી હતી, તેનો બદલો પોતે ગમે તેટલો વાળે તોપણ ઓછોજ હતો એમ તે સમજતો હતો. નર્મદાને તો માત્ર એનાં દર્શનજ રાત દિવસ થયાં કરે એટલું બસ હતું દુનીયામાં તેને બીજા કશા સુખની લાલસા નહતી તેથી તે તેના મકાનમાં એક અલાયદા ભાગમાં નોકરીયત તરીકે રહી, અને શકરાયે તેની સાથે રહેવા માટે પોતાની એક ઓળખીતી બાઇની ગોઠવણ કરી આપી તેથી તે બંને સુખશાંતિમાં પોતાના દિવસ ગુજારવા લાગ્યાં. નર્મદાનું કોઇ અડીને સગું હતું નહિ; તેથી તેની ગેરહાજરી જોઇને કોઇને કંઇ ઓછું લાગે તેમ નહતું. વીશીવાળો પણ શું કામ બોલે? તેને તો મફતનો માલ પચી ગયો હતો.

ઇંદ્રજિત પાછો આવ્યાની વાત સાંભળી સુમિત્રા રંભાને લઇને તેને મળવા આવી અને એ બંને બાળકો પાછાં ક્ષેમ કુશળ ભેગાં થયાં તે જોઇને તેને જેટલો આનંદ થયો તે કરતાં રંભાને સહસ્ર ગણો વધારે થયો, કેમકે ઇંદ્રજિતની માઠી દશા કરનાર પોતેજ હતી, અને તે જો પાછો જીવતો આવ્યો ન હત તો તેના મરણની કાળી ટીલી પોતાના ઉપરજ રહેવાની એમ એ સમજતી હતી. તેનો અંતરાત્મા તેને કહેતો હતો કે હજીએ જીવતો છે ને નક્કી પાછો આવશેજ તેની માતાનો વિશ્વાસ પડતો નહતો, પણ પ્રભુએ આવી રીતે તે બાળાની આશાઓ સફળ કરી, અને પોતાની સખીનું નામ અમર રાખનાર કુળદીપક તેનો પુત્ર પાછો તેની મિલ્કત સંભાળવા સાજો સમો ઘેર આવ્યો તેથી સુમિત્રા પણ પોતાને કૃતકૃત્ય માનવા લાગી.

મોતી ભણેલી હતી અને શકરાય જોડે દેશવિદેશ ફરી આવેલી હતી તેથી તેણે નર્મદાની રીતભાત સુધારવાનો તથા તેને યોગ્ય ઉપદેશ આપવાનો વિચાર કરી ધીમે ધીમે તેને શહેરી બનાવવાના ઉપાય લેવા માંડયા. ગામડામાં રહેનારી છતાં સારા સંસ્કારને બળે તે આ નવી કેળવણી ઘણા ઉલ્લાસથી લેવા લાગી, અને જોતાજોતામાં તો તે લખતાં વાંચતાં પણ શીખી ગઇ. ઇંદ્રજિત તેના સ્વરૂપમાં, રીતભાતમાં, અને તેની બોલીચાલીમાં થતા સુધારા જોઇ તેના ઉપર અધિકમાયા રાખવા લાગ્યો; પણ રંભાને જોઇ ત્યારથી તેલમાં માખી ડુબી જાય; તેમ નર્મદા તો જાણે એમજ માનવા લાગી કે પરમેશ્વરે તે બંનેનું જોડું પહેલેથીજ ઘડી રાખ્યું હતું. આવાં તુલ્યગુણ વધુવરનો સંબંધ થતો જોવાને તે અંતઃકરણથી ઘણી રાજી હતી.

( અપૂર્ણ )

# આભાર સ્વીકાર.

**ખેડાની લડતઃ** ( લેખકઃ શંકરલાલ દ્વારકાદાસ પરીખ. પ્રકાશકઃ રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, અમદાવાદ કિંમત રૂ. ૧–૮–૦ )

સુંદર બાંધણી, સારા કાગળ ને સુઘડ છપાઇવાળાં રસભરી માહિતીથી ભરપૂર આ પુસ્તકના લેખક તેમજ પ્રકાશકોને અમે અભિનંદન આપીએ છીએ. પુસ્તકમાં ખેડાની પ્રસિદ્ધ લડતનો ઇતિહાસ અથ ઇતિ આપેલો છે. એ ઉપરાંત લડત વિષે ભિન્ન ભિન્ન મત ધરવનાર પ્રતિષ્ઠિત વ્યક્તિઓના અભિપ્રાયો આપીને તેમજ છેવટે લડતનો ક્રમ ટૂંકામાં આપી એની ઉપયોગીતામાં વધારો કર્યો છે. ખેડાની લડત સાથે જોડાયલી પ્રસિદ્ધ વ્યક્તિઓ તેમજ સ્વયંસેવકોની છબીઓ આપી પુસ્તકને વિશેષ આકર્ષક બનાવ્યું છે. આવું સુંદર પુસ્તક દે.ઢ રૂપીઆમાં ઘણુંજ સસ્તું કહેવાય.

**આશ્રમ ભજનાવલીઃ** ( સંગ્રાહક અને પ્રકાશકઃ નારાયણ મોરેશ્વર ખરે, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી મૂલ્ય ૦–૧૨–૦ )

જુદી જુદી ભાષાઓના સુંદર ભજનોનો આ સંગ્રહ સંગીતના શોખીનોને તેમજ પ્રભુ ભક્તોને ગમી જાય એવો છે. સત્યાગ્રહાશ્રમમાં આ બધા ભજનો વારાફરતી ગવાય છે. એ સંગ્રહને પુસ્તકાકારમાં એકઠાં કરી ગુજરાતી પ્રજા સમક્ષ એ સંગ્રહ રજુ કરવા માટે રા. નારાયણ મોરેશ્વર ખરેને ધન્યવાદ ઘટે છે. સંગીતનાને કવિતાના શોખીનો તેમજ પ્રભુભક્તોને આ નાની ચોપડીની એક નકલ પોતાની પાસે રાખવાની ભલામણ કરીએ છીએ.

**એક ધર્મ યુદ્ધઃ** ( લેખકઃ મહાદેવ હરીભાઇ દેશાઇ. પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર. મૂલ્ય આઠ આના )

આ નાનકડું પુસ્તક ૧૯૧૮નાં વર્ષમાં થયેલ અમદાવાદના મીલ માલેકો અને મીલ મજુરો વચ્ચેની લડતનો ઇતિહાસ રા. મહદેવ દેશાઇની રસભરી શૈલીમાં આપણી આગળ રજુ કરે છે. ગાંધીજીની ઝીણી ઝીણી આડકતરી દેશ સેવાઓમાં આ લડતમાં એમણે બજાવેલી સેવાનો સમાવેશ થાય છે. આ પુસ્તકના અંતના પ્રકરણને ' બન્નેની જીત ' એ નામ આપ્યું છે. એટલે ' ધર્મ યુદ્ધ ' કયા પક્ષની લડાઇને કહ્યું છે તે સમજાતું નથી. અમને તો કોઇપણ એક પક્ષ પૂરેપૂરો સાચી રીતે લડ્યો હોય એમ લાગતું નથી. એટલે આ યુદ્ધને ધર્મયુદ્ધ નામ આપવું ઠીક લાગતું નથી.

**મુક્તધારાઃ** ( અનુવાદકઃ ક. ન માણેક. પ્રકાશકઃ રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. મૂલ્ય છ આના. )

આ સુંદર નાટકના સરળ અને સુંદર અનુવાદને અમે સત્કારીએ છીએ. સ્વતંત્રતાની લડતના આ યુગમાં આવું રૂપક નાટક સર્વથા આદરને પાત્ર છે નાટકમાંના ગીતો મૂળ બંગાળીમાંજ રહેવા દઇ, નીચે અનુવાદ આપ્યો છે એને બદલે અનુવાદજ મૂળ નાટકમાં મૂકી નીચી મૂળ ગીતો

આપ્યાં હોત તો ઠીક થાત. અમારા સૌ વાચકોને આ સુંદર પુસ્તક એક વાર વાંચી જવાનો આગ્રહ કરીએ છીએ.

**અરજુન વાણીઃ** ( અરજુન ભગતનાં ભજનો. પ્રકાશકઃ મહાદેવ હરિભાઈ દેસાઈ મૂલ્ય બાર આના. )

ધરખોલ ગામના કોળી ભગત અરજુનના ભજનોનો આ સંગ્રહ અમે આશ્ચર્ય સાથે જોઇ ગયા છીએ. પાને પાને અખા ને ધીરાની કવિતાનું સ્મરણ કરાવની ઉંડા તત્ત્વજ્ઞાનથી ઉભરાતી પંક્તિઓ એમાં નજરે પડે છે. જુઓઃ

> 'પ્રત્યાઘાતના પડઘા જોઇને, કેસરી વનમાં વઢ્યો;
> પરખ કરી તો પોતે બોલે, અમથો શીદ આથડ્યો ?"

× × ×

> 'ઘન ગગનમાંય ભમોરે ભડાકો, વિજળીકો આયો ચમકારોરે;
> સુનમાંથી પ્રગટ્યો સુનમાં સમાયો, કાયાકો એ રણકારો રે.'

ભજનોની ભાષા પર જૂની શૈલીની ઘણા મોટા પ્રમાણમાં છાપ પડેલી છે, જેથી કરીને જૂની ગુજરાતીની મીઠાશ પણ આ ભજનોમાં ઘણી લાગે છે. આ ભજનોમાં રહેલા ઉંડાં તત્ત્વજ્ઞાન ઉપરાંત એનું ઉંચુ કવિત્વ આપણને મુગ્ધ કરી નાંખે છે.

**કારાવાસની કહાણીઃ** ( મૂળ લેખકઃ શ્રી અરવિન્દ ઘોષ. અનુવાદકઃ ન જ. ત્રિવેદી મૂલ્ય બાર આના. )

આ પુસ્તકનું અવલોકન અમે અગાડી કરી ગયા છીએ આ એની ત્રીજી આવૃત્તિ છે. આમાં મૂળ આવૃત્તિમાં આપેલ કેટલાંક વ્યાખ્યાનોમાં સુધારા વધારા કર્યા ઉપરાંત કેટલાંક નવાં વ્યાખ્યાન પણ આપવામાં આવ્યાં છે.

**આટલું તો જાણજોઃ** ( લેખકઃ નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશકઃ ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. મૂલ્ય છ આના. )

આની પહેલી આવૃત્તિનું અવલોકન અગાડી આપ્યું હતું. આ બીજી આવૃત્તિમાં 'ખોદશે વિક્રમ' તથા 'ગોરક્ષા' એ બે નવાં પ્રકરણો ઉમેરવા ઉપરાંત 'રાષ્ટ્રીય કેળવણી' ની ચર્ચા પ્રથમાવૃત્તિ કરતાં આમાં વિશેષ વિસ્તારથી કરી છે.

—મ.

State aid to National shipping [ by S. N. Haji, B. A. (Oxon) ]
આ નાનકડી પત્રિકામાં જૂદા જૂદા દેશો પોતપોતાના વ્હાણવટી ઉદ્યોગને કેમ ઉત્તેજન આપે છે તે ટૂંકામાં પણ સારી રીતે સમજાવેલું છે. કિનારાપરનો વેપાર દેશી વ્હાણો માટે સાચવી રાખીને, વ્હાણો બાંધવાના માલ પરની જકાત કાઢી નાંખીને, વ્હાણ બાંધનારાઓને નાણાં ધીરીને

વ્હાણોમાં ચઢનાર માલ માટેના રેલ્વેના દર ઘટાડીને તથા કરના બોજામાંથી મુક્તિ આપીને સરકારને આપણા દેશના એક વખતના ધીકતા વ્હાણવટી ઉદ્યોગને આડકતરી રીતે મદદ કરવાનું સૂચવવા માટે આપણા પત્રકારોને આ પત્રિકા દિશા સુઝાડે છે. વળી મેલ લાવ, લઇ જવાનું કરી આપીને તથા નાણાંની મદદ કરીને પણ સરકાર આ ઉદ્યોગને સીધી મદદ કરી શકે એ આ પત્રિકા દર્શાવે છે. આપણા દેશને દુનિયાંના મહાન નૌકાશક્તિવાળા દેશોની હરોળમાં ઉભેલાં જોવાં ઇચ્છનારાઓને આ પત્રિકા રસભરી તાજી હકિકત પૂરી પાડે છે. છેડે આપેલા ખરડો પત્રિકાને વધુ રસભરી બનાવે છે.

—ઇન્દ્ર બાબુ.

**મોઢ ચંદ્રોદય અને પૂર્ણિમા** ( માસિક ) તંત્રીઃ શ્રી. ભદ્રશંકર મંછારામ ભટ્ટ; પ્રકાશકઃ શ્રી સુરત અઠ્ઠાવીશી મોઢ બ્રાહ્મણ યુવક મંડળ, કાર્યાલય–કતારગામ, સુરત. વા. લવાજમ રૂા. ૨ હિંદ બહાર રૂા. ૩.

આ માસિકનો બીજા વર્ષનો ત્રીજો અંક અમને મળ્યો છે, માસિકના નામ પ્રમાણે એ કોમી માસિક છે અને હેતુ જ્ઞાતિ સુધારણા કરવાનો છે. જો દરેક જ્ઞાતિ પોતપોતાની સુધારણા કરી લે તો સમાજ આખાનો સડો દૂર થઇ શકે ને તેનાં બહુ સુંદર ફળ આવે. આ દૃષ્ટિએ જોતાં આવાં કોમી માસિકો આવકારદાયક છે. માસિકમાંના લેખોનું વલણ જ્ઞાતિમાં જુના કાળથી ચાલતી આવેલી અનિષ્ટ રૂઢીઓનું દિગ્દર્શન કરાવી ખોટાં બંધનો તોડી નાખવા તરફ જણાય છે. આવા લેખોમાં " દુર્દશાનાં દર્શન " " સમાજમાં સ્ત્રીનું સ્થાન " અને " લગ્નની વય " એ ખા ખાસ ધ્યાન ખેંચે છે. એ સિવાય " કન્હૈયો " નામની ચાલુ વાર્તા આવે છે, જેમાં બાલ-નાં શિક્ષણ માટેની પિતાની કાળજી અને અશિક્ષિત પત્નીને લીધે તેમાં નડતાં વિઘ્નો એ મુદ્દો ક ચર્ચ્યો છે. અમે એના તંત્રી શ્રી. ભટ્ટને તેમના પ્રયાસમાં સફળતા ઇચ્છીએ છીએ.

**નીચેના પુસ્તકો મળ્યાં છે જેનું અવલોકન હવે પછી થશે.**

**દેશબંધુદાસ:** લેખકઃ વેણીલાલ પટેલ. પ્રકાશક સાહિત્ય કુંજ ગ્રંથમાળા–આશ્રમ, ભોલ–ગુજરાત.

*હિન્દી નવજીવન કા જયન્તિ અંક. સંપાદક હરિભાઉ ઉપાધ્યાય. નવજીવન પ્રકાશન* મંદિર–અમદાવાદ.

**હિન્દ સ્વરાજ,** લેખકઃ મ. ગાંધી નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ.

**બાલા ગીતમંજરી.** ( ગરબા. ) સંગ્રહ કર્તાઃ ચુનીલાલ કુબેરદાસ શાહ પ્રકાશક રમણલાલ નાનાલાલ શાહ; બાલજીવન કાર્યાલય–મુંબઇ.

**અસહકારઃ** મ. ગાંધીજીના લેખો અને ભાષણો. પ્રકાશકઃ યુગધર્મ કાર્યાલય–અમદાવાદ.

—જ.

આ અંકની મુખ્ય છાપ ભૂલો.

| પાનું | ખોટું | ખરૂં |
|---|---|---|
| ૭૨ | Broken | Problem |
| ,, | That | Great |
| ,, | Mars | Mass |
| ,, | Hundred | Hindered |
| ,, | Formcation | Fornication |
| ,, | Lackey | Lacking |
| ,, | Folerated | Tolerated |
| ,, | Brothls | Brothels |